# અર્દા વિરાફ નામું

તે સાથે

## ગોશ્તે ફરયાનો,

## હાદોખ્ત નુશ્ક

અને

## એકવીસ નુશ્ક,

એ ત્રણ કેતાબો વધારા તરીકે આપવામાં આવી છે.

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,
વોરા બજાર, કોટ, મુંબઈ.

TELEGRAPHIC ADDRESS:
**"Jebekarani" Bombay.**

# અર્દા વિરાફ નામું

તે સાથે

## ગોશ્તે ફરયાનો,

## હાદોખ્ત નુશ્ક

અને

## અફ્રીનગાન નુશ્ક,

એ ત્રણ કેતાબો વધારા તરીકે આપવામાં આવી છે.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,
વોરા બજાર. કોટ, મુંબઇ.

# પ્રસ્તાવના.

અશો સ્પીતમાન જરથુસ્ત્રે શાહ ગુસ્તાસ્પના રાજ્યમાં બુલંદ માઝદયસ્ની ધર્મ ફેલાવી, આ ગેતીની દુનિયામાં જે અપવિત્રાઇ અને અધર્મીપણું જાયજ હતું તે નાબુદ કરવાની ફત્તેહમંદ કોશેશો–ઘણીક તરફની અડચણો વચ્ચે કરી પોતાની પવિત્રાઇ અને દાદાર અહુરમઝદ તરફની જાનફેશાંનીની બરકતથી દાદાર અહુરમઝદનો પયગામ ગુસ્તાસ્પ શાહને પુગાડી આ ગેતીની દુનિયાને બુલંદ માઝદયસ્ની તરીકાની પવિત્રાઇ પૂરવાર કરી માઝદયસ્ની બનાવ્યા હતાં. પણ નાપાક અહેરેમન હરેક પવિત્ર કામમાં હંમેશ દખલ કરી પોતાનું જોર દેખાડવા પછાત પડતો નથી તેમ વખતના વહેવા સાથે માઝદયસ્ની અહુરમઝદી તરીકાથી લોકો વેગળાં જતાં ગયાં તેવા અરસામાં આ પાક મજહબ તરફ લોકોનું યકીન દામાદોળ થવા લાગ્યું ત્યારે તે જમાનામાં (જેનું સન મુકરર કરી શકાતું નથી, કારણ કે કેટલાંક લખાણોમાં અર્દેશર બાબેકાનનાં રાજ્યમાં આ બનાવ બનેલો નોંધાયો છે, જ્યારે વળી કેટલાંક લખાણોમાં જુદોજ સને મળે છે.) શાહે તે વેળાના દુસ્તુર અને મોબેદોની કુળ અંજુમનને ભેગી કીધી અને કહ્યું કે "જે પવિત્ર અને રાસ્ત મજહબ પાક દાદાર અહુરમઝદે અશો જરથુસ્ત્ર મારેફત આપણને શિખવ્યો અને સ્પીતમાન જરથુસ્ત્રે તે કુળ દુનિયાના બરહક ફાયદા માટે જાહેર કીધો તે હાલ આપણ પાસે સ્તીસ્તર રહયો નથી, માટે તે સંપૂર્ણ રીતે જાણવા માટે કાંઇ યોગ્ય ઉપાયો યોજવા માટે દરેક શહેર અને પરગણમાંથી ભણેલા દિનદાર દસ્તુરો અને મોબેદોને હ્યાં એકઠા કરવા." તે શાહના આ હુકમને માન આપી કુલ ઇરાનવેજનાં દરેક ખુણાંમાંથી ચાલીશ હજાર દિનદાર દસ્તુરો તે નામવર શાહની દરબારમાં હાજર થયા, ત્યારે તે નામદારે કહ્યું કે "તમો સર્વમાંથી દીનની માહીતી સંપૂર્ણ ધરાવનાર, હૂમત, હુખ્ત અને હવર્શતના પાક કલામો મુજબ–વિચાર વચન અને કામમાં સંપૂર્ણ પવિત્ર એવા કેટલા છે?" તે ચાલીશ

હજાર દસ્તુરો અને મોબેદોએ પોતા વચ્ચે મસલેહત કરી ચાર હજાર દિનદાર અને પાક વિચાર–વચન અને કામો વાળા દસ્તુરો અને મોબેદો ચુંટી કહાડયા–અને નામવર શહેનશાહ હજુર રજુ કીધા. તે નામવરે ફરમાવ્યું કે "બીજી વખત આ ચાર હજાર ધર્મગુરૂઓને ગાળી કહાડી તેમાંથી માઝદયસ્ની તરીકા મુજબ જીંદગી ગુજારનાર અને માથ્રવાણીનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર કેટલા છે તે ચુંટી કહાડો?" આથી તે ચાર હજારમાંથી ચારસોનું ચુટણી કરી તેઓને નામવર શાહનશાહ આગળ રજુ કરવામાં આવ્યા જેમની ફરી ચુંટણી કરવાનો શાહનો હુકમ થયો જેથી એ ચારસોમાંથી ચાલીશ ધર્મગુરૂઓની ચુંટણી કરી તેમને નામવર શાહ સન્મુખ રજુ કરવામાં આવ્યા જેઓને અવસ્તાના સંપૂર્ણ પાક કલામો મોહડે હતા અને જેઓ આખ્ખી જીંદગી માઝદયસ્ની ધર્મના તરીકાની બારીક બ.રીક પવિત્રાઇ જાળવી હુમત–હુખ્ત અને હવર્શતના મોતેબર કલામો મુજબની પવિત્ર જીંદગી ગુજારનાર હતા. આ ચાલીસ મોબેદાંન મોબેદમાંથી સાતની ચુંટણી થઇ જેઓએ પોતે સમજમાં આવ્યા ત્યારથી એક પણ પાપી કામ કીધું હતું નહીં અને રાત–દિવસ મઝહબની મોતેબર ક્રિયાઓમાં પુર પવિત્રાઇથી મશગુલ રહી એક ખરા માઝદસ્નાન તરીકની પાકીજગી ભરી જીંદગી ગુજારેલી હોવાની સર્વેને સંપૂર્ણ ખાત્રી હતી આ છેલ્લા સાતને જ્યારે નામવર શેહનશાહ સન્મુખ રજુ કરવામાં આવ્યા ત્યારે તે બુલંદ નસીબ શાહે કહ્યું કે "હાલ મજહબની ઉપર જે ગુમાન લઇ જવામાં આવે છે તેનો સંપૂર્ણ તોડ કહાડવાની ભારે જરૂર છે. ઇરાનવેજના સર્વે તે દાદાર અહુરમઝદની તરફથી અશો સ્પીતમાન જરથુશ્ત્ર જેવા અશોઇના સરદારે મેળવેલા પવિત્ર મજહબ તરફ દરેક માનથી જોઇ, તે નામવરના દરેક મજહબી ફરમાન તરફ કશુ પણ ગુમાન નહીં રાખે અને હરેક ઇનસાન પોતાનો મજહબ શું અને કેવો છે તે સમજે તેની ભારે અગત્ય છે." આ સાંભળી તે દાનાવ અને મજહબના થાંભળા સમાન પવિત્ર દિનદાર સાત મોબેદમાંના એકે જવાબ વાળ્યો કે "આંઠ વરસનો કુમળી વયથી તે હાલ સુધીમાં જે પવિત્ર દસ્તુરે એક

પણ ગુનાહ નહીં કીધો હોય તેવા પવિત્ર દસ્તુર શિવાય બીજા કોઇથી આ મહત્વનું કામ થાય એમ નથી અમો સર્વેમાં વિરાફ એક એવો પવિત્ર આત્મા છે કે જેનાથી પવિત્રાઇમાં ચહડયાતો આજે બીજો કોઇ ગણાતો નથી, તેમજ મજહબી બાબદોમાં એનાથી કોઇ વધુ પવિત્ર નથી–સચ્ચાઇમાં એનો કોઇ જોડિયો નથી અને દરેક રીતે વિરાફ લાયક હોવાથી સર્વાનુમતે એની એકલાની ચુંટણી કરવા અમો સર્વે રાજી છીયે; જ્યારે આ પવિત્ર કામમાં વિરાફ રોકાશે ત્યારે મજહબનાં પવિત્ર ફરમાન મુજબ અમો છ મોબેદો એની આજુબાજુ આપણી પવિત્ર યજશ્ને અને નીરંગની ક્રિયા કરી એના શરીરનું અને એના આત્માનું રક્ષણ કરીશું અને એની પવિત્રાઇનાં બળે એ દાદાર અહુરમઝદની મુલાકાત કરવાને પુરતો સામર્થવાન છે તો એની તે દાદાર અહુરમઝદની મુલાકાતથી સર્વે બીનાનો ખુલાસો મળી શકશે જેથી પાક દાદાર અહુરમઝદ અને તેના મોકલેલા અશો પયગામબર જરથુસ્ત્રની બરહક માઝદયસ્ની દીન તરફનાં લોકોનાં સર્વે ગુમાનનો ગુંચવાડો દુર કરી શકાશે."

વિરાફે આ સાંભળતાં પોતાને માટે સોંપાયલાં કામનો સ્વીકાર કીધો જેથી નામવર શાહ ઘણો ખુશી થયો અને આ પવિત્ર કામ આતશકદેહ જેવાં પવિત્ર મકાનને લાયકનું હોવાથી ત્યાંજ આ મહાન કાર્ય કરવા એકઠા મળ્યા.

ત્યાર બાદ વિરાફ માટે એક પવિત્ર જગ્યા દીનની સરીયત મુજબની પવિત્રાઇથી તૈયાર કરી તેની આજુબાજુ પેલા પહેલા ચુંટાયલા છ મોબેદો યજશનેની મોતેબર ક્રિયા કરવા ચારે બાજુ ગોઠવાઇ ગયા જેની આજુબાજુ ત્રીસ મોબેદો અને તેમની આજુબાજુ ૩૬૦ મોબેદો–અને તે ૩૬૦ની આજુબાજુ ૩૬૦૦ અને તેઓની આસપાસ બાકીના છત્રીસ હજાર મોબેદો માથ્રવાણીના પાક કલામો ભણતા બેઠા, કે કશી પણ આલુદગી તે પવિત્ર વિરાફને પહોંચે નહીં અને પાક દાદાર અહુરમઝદની તેની મુલાકાત વેળા ચાલુ સાત દિવસ અને સાત રાત આ મોટી સંખ્યાના પવિત્ર ધર્મ-

ગુરૂઓની પાક જબાનથી માથ્રવાણીના પવિત્ર કલામોની મદદ વિરાફને મળતી રહે—એક તખ્ત જેવી સુંદર મસનદ પવિત્ર કપડાંથી તૈયાર કરી વિરાફને તે પવિત્ર મસનદ ઉપર પહેલાં આંગ પવિત્ર કરી, ફરજયાત ગુજારી, અને પવિત્ર અરદીબેહેસ્ત સન્મુખ હાથ બસ્તા કરી બંદગી અને તોજેશ કરી પવિત્ર વિચારોથી મન ભરપુર કરી પાક માથ્રવાણીના કલામો જબાન ઉપર ધરી, આ મહાન પવિત્ર કાર્ય કરવા બિરાજ્યો કે ચાલીશ હજાર દીનદાર ધર્મગુરૂઓએ માથ્રવાણીના પાક કલામો ભણવા શરૂ કીધા—યજશને કરી દરૂન ઈજી તેઓએ 'મંગ' નું એક પ્યાલું 'હુમત' નેક વિચારો સાથે આપ્યું, બીજું 'હુખ્ત' નેક સખુનોથી આપ્યું અને ત્રીજું 'હવરસ્ત' નેક કામોના ખ્યાલથી આપ્યું. આ ત્રણ પ્યાલાં નોશ કરી વિરાફ મીઠી ઉંઘમાં સુતો અને તે દાદાર અહુરમઝદની દરબારમાં ગયો.

આ સાત દહાડા અને રાત યજશ્નેની ક્રિયા ચાલુ રહી. વિરાફની મસનદની આસપાસ પંદરા છ દસ્તુરાંન દસ્તુરો બેસી બુલંદ પાક કલામો પુર પવિત્રાઈથી ભણતા રહ્યા અને તેમની આસપાસ બીજા ત્રેત્રીસ પછી બીજા ૩૬૦ અને તેનની આજુબાજુ ૩૬૦૦ મોબેદો અને તેમની આજુબાજુ ૩૬ હજાર મોબેદો બુલંદ માથ્રવાણીના પાક કલામો પુર પવિત્રાઈથી ભણી વિરાફનાં શરીર—આત્મા અને બોરેહની જાળવણી કરી રહયા હતા. અને નામદાર શાહ એ સર્વે ઉપર પોતાનાં લશ્કરની મદદ સાથે ચાલુ તકેદારી રાખી કોઈપણ નજીસાત આ પવિત્ર કામમાં ખલલ નહીં કરે તેની બારીક તપાસ રાખવા હથ્યારબંધ ફરતો હતો.

આ સાત દીવસ અને રાત્રી પુરી થતાં વિરાફ જરા પહેલાં હાલ્યો અને હોંશમાં આવી બેઠો, જે જોઈ સર્વે અંજુમન બેહદ ખુશી થઈ અને ઉભા થઈ હાથ જોડી વિરાફને કહ્યું કે "અહો વિરાફ, તું પાછો આ ગેતીની દુન્યામાં ભલે પધાર્યો! તું કેમ આવ્યો અને ક્યાંથી આવ્યો અને કેમ ગયો અને ત્યાં શું જોયું તેથી અમને વાકેફ કર!"

વિરાફ સાત દહાડાનો ભૂખ્યો હતો માટે પહેલાં કાંઇ ખાવાનું માંગ્યું, જેથી ઇજેલા દરૂન, મેવો, દારૂ, વિગેરે રજુ કરતાં પહેલાં બાજ ધરી આ પવિત્ર ખોરાક ચાશ્ની કીધો અને એક બાહોશ લખનારને બોલાવી પેલી જેહાંનનું–બેહેસ્ત અને દોજખનું વર્ણન કીધું જે જમાનાઓના દોર તળે તરેહવાર રીતે પહેલવી–ફારસી–સંસકૃત વિગેરે જબાનમાં જુદા જુદા જુદા જમાનાના વિદ્વાનો લખી ગયા છે તેમાં તરેહવાર ફેરફારો અને શોધખોળ કરી મરહુમ દસ્તુર હોશંગજીના પહેલવી ટૅક્ષ્ટનો આધાર લઇ ડૉ૦ મારતીન હાઉગ અને ડૉ૦ ઇ. ડબલ્યુ. વેસ્ટ જેવા યુરોપના વિદ્વાન અવસ્તા અને પેહેલવી સ્કોલરો મારફતે નામદાર મુંબઇની સરકારે સને ૧૮૭૨ માં એક "The Book of Arda Viraf" પોતાને ખર્ચે છપાવી હતી તેની મદદ લઇ એક બાહોશ અથોરનાન અવસ્તા–સ્કૉલર પાસે ૧૮૮૫ માં અમારા જન્નત ગુજન પિતાજી મરહુમ **જેહાંગીર બી. કરાણીએ** જે "અર્દા વિરાફ નામું" બાહેર પાડયું હતું તેની આ બીજી આવૃતી બાહેર પાડી છે.

"**અર્દા વિરાફ નામું**" આપણને જે મુખ્ય ધડો આપે છે તે એજ કે કોઇપણ જાતના ગુનાહ કરવાથી પરહેજ રહેવું, કારણ કે તે દાદારની દરગાહે ઇનસાનનું એક નાનામાં નાનું–સારૂં યા બુરૂં–કાર્ય નોંધાય છે અને હરેક સારાં કામ માટે બેહેસ્તની ખુશાલી તેમજ દરેક બુરાં કાર્ય માટે દોજખની હલાકી મુકરર કીધી છે. આ જીવતી જીંદગીમાં પૈસાના પ્યાર યા હવસને આધીન થઇ જે બદી હરેક ઇનસાન કરે છે તેની તે દાવરે દાદારની દરબારમાં હક ઇન્સાફથી શિક્ષા મોજુદ રહે છે તો આ ફાની દુન્યા, જે છોડીને હરેક ઇન્સાનને તે દાવરો દાદાર કેરદેગારની હજુર પોતાનાં સારાં કે માઠાં સર્વે કાર્યોનો નતીજો મેળવવો એ નકકી નિર્માણ થયલી બાબદ છે, તો તે વિચાર મનમાં મકકમ રાખી, હરેક ઇન્સાન કોઇ પણ જાતના ગુનાહથી બાઝ આવી બની શકે એટલી નેક જીદગી ગુજારશે તો તે દાવરો દાદારની દરબારમાં સુર્ખરૂ થઇ બેહેસ્તનું સુખ હાંસલ કરશે.

પાક દાદાર અહુરમઝદની તરફથી બક્ષેલી આપણી બરહક માઝદયસ્ની દીન જે અશો સ્પીતમાન જરથુસ્ત્રે આપણે માટે લાવી દુન્યામાંનો અજ્ઞાનપણાંનો અંધકાર દફે કરી આપણને દાદાર અહુરમઝદ તરફની પવિત્ર રોશનીનો સાચ્ચો રાહ દેખાડયો છે તો તે પવિત્ર દિનનાં ફરમાનો મુજબ ચાલી હુમત-હુખ્ત-હવર્શતના મોજેજા રૂપી કલામો મુજબ વર્તન રાખી સર્વે બસ્તે કુસ્તીયાંન જરથોસ્તી નર-નારી પાકીજગી ભરી જીંદગી ગુજારી પોતાના દાદાર અહુરમઝદ નજદીક રજુ થતી વખતે સુર્ખરૂ મ્હોડું દેખાડવાને સામર્થવાન થાય અને નાપાક અંગ્રેમયન્યુની ચુંગાલમાં નહીં ફસતાં એક પવિત્ર જીંદગી ગુજારતાં શિખે એવી બંદગી તે બેનિયાજ દાવરો દાદાર આગળ કરીશું.

તા૦ ૧-૧૧-૧૯૨૯.

પ્રગટ કર્તા.

# ખુલાસો.
## (પહેલી આવૃતીનો.)

આ અર્દા વિરાફ નામાં ઉપરથી માલમ પડે છે કે, સાસાન્યન પાદશાહોના વખતમાં ભાંગી પડેલા મઝદયસ્ની ધર્મને સજીવન કરવાની જ્યારે કોશેષ થઇ હતી તે વખતે ઇરાનમાં તરેહવાર જાતના મહઝબો ઉત્પન્ન થયલા હતા અને જરથોસ્તીઓનું પોતાના ધર્મ વિષેનું યકીન ડામાડોળ થયું હતું, જેથી તેમનું યકીન પાછું ઓસ્તવાર કરવા માટે એવું ઠરાવવામાં આવ્યું કે એક ઘણાજ પરહેઝગાર મહાન પુરૂષે પોતાની પરહેઝગારી અને ઇલમની બરકતથી મિનોઈ જહાંનમાં ફરી આવી બેહેસ્ત અને દોજખ વિષેનું તેમજ નેકી શું તથા બદી શું તેનું વર્ણન પોતાનાં ભાઇબંધ લોકોને સમજાવવું. આ કામ માટે ઘણીક તપાસ કરી અર્દા વિરાફ નામે એક ઘણાજ અશો મોબેદને પસંદ કરવાનાં આવ્યો, તે મહાન પુરૂષનું રૂહ સાત દિવસે મિનોઇ જહાંનની મુસાફરી પુરી કરી આવ્યું હતું. આ મુસાફરીમાં સરોશ અશો અને આદર યઝદ નામના બે ફરેસ્તાઓએ તેને મદદ આપી હતી જેઓએ દાદાર અહુરમઝદ અને અમશાસપંદો સાથે મુલાકાત કરાવી બેહેસ્ત, હમેસ્તગેહાંન અને દોજખના જુદા જુદા તબકકાઓ દેખાડયા હતા. દોજખમાં પાપી રવાંનોને તેમનાં બુરાં કામોનાં પ્રમાણ મુજબ વધતી ઓછી સજા ભોગવતાં તેણે દીઠાં. બેહેસ્તના પણ જુદા જુદા તબકકા છે જેમાં પણ અશો રવાનો તેમની નેકીઓનાં વધતાં ઓછાં પ્રમાણ મુજબ ચહડતું ઉતરતું સુખ ભોગવે છે એમ વિરાફે દીઠું હતું. જેમની નેકી અને બદીનું પ્રમાણ સરખું હોય છે તેમને હમેશ ગેહાંનમાં રાખવામાં આવે છે. વિરાફે પોતાની મિનોઇ જેહાંનની મુસાફરીથી પાછા ફરી સઘળો હેવાલ જાહેર કર્યો જેને વિરાફ નામું કરી કહેવામાં આવે છે અને આ તેના હેવાલથી મઝદસ્ની લોકોનું પોતાના ધર્મ વિષેનું યકીન મજબુત થયું હતું.

હાલના સુધરેલા વખતમાં આવાં ધર્મ સંબંધી લખાણો જેટલાં મળી આવે તેટલાં બનતાં તુરતીક ચાલુ જમાના તથા આવતા જમાના માટે જાળવી રાખવાની ખ.હેશથી અમે સન ૧૮૭૨ ના સાલમાં મુંબઇની નામદાર સરકારના મોટા આશરા હેઠળ વર્તમાનમાં છપાયલાં "બુક ઓફ અર્દા વિરાફ"* નામનાં પુસ્તકને આધારે ચાલુ ગુજરાતી જબાનમાં આ આ "અર્દા વિરાફ નામું" પ્રગટ કીધું છે. વળી એ નામાં મધે ઠેકાણે ઠેકાણે "વંદીદાદ" તથા બીજી ધર્મ સંબંધી કેતાબોમાંથી મળી આવતા મુકાબલા ઘટતી જગ્યાએ નોટમાં આપ્યા છે, જેથી આ નામાં મધે આવેલી બાબદોને મુસ્તકીમ ટેકો મળે છે.

વધારા તરીકે આ નામાં સાથે "ગોશ્તે ફ્રયાનો," તથા "હાદોખ્ત નુશ્ક" નામની બીજી બે પેહલવી કેતાબોનો તરજુમો તથા "એકવીસ નુશ્ક" ની જાણવાજોગ વિગતો આપવામાં આવી છે.

સર જમશેદજી જરથોસ્તી મદ્રેસા તથા મલ્લાં ફીરોઝ મદ્રેસાના એક આગળા ચંચળ અથોરનાન વિદ્યાર્થીએ આ કેતાબ પ્રગટ કરવામાં અમને જે મદદ કીધી છે તે માટે તે જવાન વિદ્યાર્થીના અમે આ ભારે ઉપકાર માનીએ છિએ.

આશા છે કે આ કેતાબને જરથોસ્તી આલમ તરફથી પુરતો આશરો મળશે. જો પુરતો આશરો મળશે તો એવીજ બીજી પુરાની કેતાબો પ્રગટ કરવાને અમને ઉલટ મળશે.

પ્રગટ કર્તા.

૩૧–૫–૧૮૮૫.

---

* "The Book of Arda Viraf. The Pahlvi Text prepared by Dastur Hoshangji Jamaspji Asa, revised and collated with further Mss., with an English Translation and Introduction, and an appendix containing the Text and Translation of the Gosht-i-Fryano and Hadokt nask by Martin Haug, PH. D., assisted by E. W. West, PH. D. 1872."

૧૫૨૭૮

# સાંકળ્યું.

# વધારો.

## ગોશ્તે ફરયાનો.



## હાદોખ્ત નુશ્ક.



## એકવીશા નુશ્ક.



---

## જેહાંગીર કરાણીનાં પારસી પેહેલવાનોનાં નામાંઓ.

# કેરશાસ્પ નામું.

### જેહાંપેહેલવાંન કેરશાસ્પની જવાંમર્દીનો અહેવાલ.

અસલ ઉપરથી અનેક સુધારા, તેમજ જાણીતા અવસ્તા-સ્કૉલર
**મી० બમનજી ન. ધાભર**ની તરફથી ઉપયોગી ફુટ-નોટ
અને પ્રસ્તાવના સહિત.

### બન્ને વાલ્યુમનું સંપુણ પુસ્તક.

હાલમાં ઇરાન સરજમીનનાં માદર વતન માટે કેટલોક ઉત્સાહ આપણી કોમમાં ઉત્પન્ન થયો છે, તે ટક લઇ તે ઉત્સાહને કાંઇક જોર આપવાની મકસદે ઇરાન સરજમીનમાં થઇ ગયલા નામાંકીત પહેલવાનોમાં **જહાંપેહેલવાન કેરશાસ્પ**ની જીંદગીનો આ રસીલો **અહેવાલ** પ્રગટ કરવાની ટક લીધી છે અને ઉમેદ રાખ્યે છીએ કે આ અમારી કોશેશને જરથોસ્તી આલમ ટેકો આપશે, તો તે ટેકાને આધારે અને કુમકે કમતરીન સેવકો એક પછી એક બીજાં નામાઓ પ્રગટ કરવાની ઉમેદ રાખે છે, અને વ્હાલું પરવરદેગારનું તો સેવકોને ઉત્તેજન મળતાં, જરથોસ્તી કોમની કીર્તિનો દંકો વજાડનાર અસલી ઇરાની ઇતીહાસ, દિલખુશ કરે તેવી રંગીલી જબાનમાં જુવાન વર્ગમાં વંચાય અને તે વાંચણથી કોમી જુસ્સો, કોમી કીર્તી અને કોમી જવામર્દીને કાંઇક ટેકો મળશે તો અમારી આ કોશેશનો બદલો મળેલો સમજીશું.

**કીંમત રૂ. રાા.**

# દારાબ નામું

**યાને ઇરાની આલમના કયાની શહેનશાહોમાંના એક મોટા અને ફીરૂજગર શાહાનશાહ દારાબ બીન શાહાનશાહ બહમનનો હેવાલ.**

**મી૦ બમનજી ન. ધાભર એમ. એ. ની ફુટનોટ અને પ્રસ્તાવના સહીત**

ઇરાન! પુરાતન ઇરાન! પારસીઓની માદર ભૂમી! જ્યાં નામના ઉઠાવનાર, દુનિયાને તાબે કરનાર, ઇન્સાફી, જોરેમંદ અને નામાંકીત શાહો રાજ કરી ગયા અને પોતાના ઇનસાફથી સારી દુનિયામાં પોતાનું નામ હજારો વર્ષ થયાં તોપણ રોશન રાખી જનાર કામો કરી ગયા તેવા નામચીન વડવાઓની જાહોજલાલી, તેઓની બહાદુરી, તેઓનો રાસ્ત ઇન્સાફ, તેઓની પાકીજેહ જીંદગીનો વાર્તારૂપી અહેવાલ અસલના શાયરો લખી ગયા હતા. આગળા જરથોસ્તી શેઠીયાઓ પોતાના કીર્તિ ભરેલા નેયાગાનોની તવારીખ સાચવવા ને સાંભળવાનો બેહદ શોખ ધરાવતા હતા જેથી પોતાને ખર્ચે ખાનગી નવીશન્દાઓ પાસે એવા પોતાના નામચીન ઇરાની શાહાનશાહોનાં નામાં લખાવી તેની જાળવણી કરવાનો ઉમંગ ધરાવતા હતા તેથીજ **આજે ફેરામરોજ, કેરશાસ્પ, બહમન, દારાબ** અને **બરજોર નામાં** જેવાં રસીલાં દાસ્તાનો જળવાઇ રહ્યાં છે.

પોતાના નામાંકીત વડવાઓનો ઇતીહાસીક અહેવાલ, રસીલાં દાસ્તાન રૂપે વાંચવા સાથે ભવિષ્યની ઓલાદને અને ઉધરતા જવાન વર્ગને આ નામાંઓનું સાહિત્ય વાંચવા વંચાવવાથી તેઓનાં ચારીત્ર (Character) ઉપર ઉત્તમ અસર કરનારૂં ઉપયોગી સાધણ થઇ પડશે.

ઍન્ટીક કાગજ ઉપર છાપી મજબુત બાઇન્ડીંગમાં બાંધી **રૂ. સવા** ની નજીવી કીમ્તે કદરદાન વાંચક વર્ગ હજુર રજુ કરતાં ઉમેદ રાખ્યે છીએ કે અમો તરફથી પ્રગટ થતાં નામાંનાં સર્વ પુસ્તકોને પુરતો આશરો આપવાની નવાજેશ કરવી.

**ક્રાઉન સાઇઝના ૧૩૦ સફાનાં વાલ્યુમની કીંમત રૂ. સવા.**

# ગોહરે જામાસપિ

અથવા

## જામાસ્પિપમાંથી ચુંટી કાઢેલાં રત્નો.

બનાવનાર—રતનજી ફરાંમજી શેઠના.

જેમાં શાહ ગુસ્તાસ્પના વખતમાં થઇ ગયલા જેહાંન આશકારા જામાસ્પ વજીરે જે અદ્દભુત આગાહીઓ કીધી હતી તેનું ઘણું જાણવાજોગ વર્ણન આપ્યું છે. તે ઉપરાંત ફાલનામુ તે જોવાનાં ફાલચક્ર સહિત આપ્યું છે. તેમજ ઇરાનવેજનો **પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસ** આપ્યો છે અને તે સાથે ઇરાનના શાહોની **આંઠ તસ્વીર આપી છે.** આગળા જમાનામાં તાવીજો ઉપર યકીન હતું તેનો ખ્યાલ આપવા તરેહવાર આફતો તેમજ દુ:ખ દરદોના બચાવ માટે એજમતી **બાવીસ** તાવીજો તેની દરેક વિગતો સાથે આપ્યાં છે.

ઘટાડેલી કીંમત રૂ. ૧ાા.

# અર્દા વિરાફ નામું.

## પ્રકરણ ૧ લું.

### યઝદાંનનાં નામથી.

**સીકંદર પાદશાહનો ઇરાંન ઉપર હુમલો—અવસ્તાનાં પુસ્તકોનો નાશ—ઇરાંનીઓમાં માહોમાહે કુસંપ અને એકેકથી ઉલટા ધર્મોની ઉત્પત્તિ—આદર ફરોબાહ આતશ બેહેરાંમમાં જરથોસ્તીઓનું અનજુમન—મીનોઇ દુન્યામાં એક કાસદ મોકલવાનો ઠરાવ—તે માટે થયલી વિરાફની પસંદગી.**

શાહ ગુશતાસ્પનાં રાજ્યમાં સત વખ્શુરે વખ્શાંન અશો સ્પેન્તમાન જરથોસ્ત, ધર્મ જે તેને ખોદાતાલા તરફથી મળ્યો હતો, તે દુન્યામાં ફેલાવ્યો. અને ૩૦૦ વરસ પુરાં થયાં ત્યાં સુધી તે ધર્મ પવિત્રાઇથી પાળવામાં આવ્યો હતો અને તે વખતનાં માણસો ગુમાન વિનાના (બિગુમાન) હતા, એટલે કે તેઓ ધર્મ ઉપર કશો શક બતાવતા ન હતા. પાછળથી લ્યાંનતી દર્વંદ ધનામિનોએ માણસોને આ ધર્મ વિષે ગુમાન લાવનારાં કરવા માટે લ્યાંનતી રૂમી[1] એલેકઝાનદર જે મુજરાઇકમાં[2] રહેતો હતો તેને ઉશ્કેર્યો, જેથી તે

૧. રોમન શેહેનશાહતનો જે ભાગ એસ્યા તથા આફ્રિકામાં હતો અને જે ઉપર રોમનોએ રાજ્ય કર્યું હતું તે મુલકમાં વસનારને "રૂમી" કહેવામાં આવતો હતો.

૨. મુજરાઇક એ ફારસી મુદ્રાય અને મુજરામ એટલે મિસર દેશ છે. એલેકઝાનડર ઇજીપ્તમાં ફતેહ મેળવીને પાધરો ઇરાંન આવ્યો હતો અને તેથી તેને ઇજીપ્તનો રહેવાસી ધારવામાં આવ્યો હતો, જ્યારે ખરેખર તો તે મૅસીદોન્યાનો રહેવાસી હતો.

ઇરાંન દેશ ઉપર સખ્ત ઘાતકીપણાં અને લડાઇ તથા વેરાન્યત સાથે આવ્યો. વળી તેણે ઇરાંનના પાદશાહને કાપી નાખ્યો, અને પાયતખ્ત શેહેર તથા શેહેનશાહતનો નાશ કર્યો અને તેમને ઉજડ કર્યા. અને માઝદયસ્ની જરથોસ્તી ધર્મનું (લખાણ) એટલે કે સઘળા અવસ્તા અને ઝંદ જે ચર્મ પત્રો ઉપર અને સોનેરી સહીથી લખાયલા હતા તે સ્તાખર પાપકાંનનાં[1] દફતરખાનાંમાં અનામત રખાયા હતા; અને બદબખ્ત, બુરૂં કામ કરનાર પાપી આસમોગની દુશ્મની રૂમી ઍલેકઝાનદર જે મુજરાઇકમાં (મિસરમાં) રેહેતો તેને લઇ આવી અને તેણે તેમને (ધર્મનાં લખાણોને) બાળી નાખ્યાં.[2] અને તેણે કેટલાક દસ્તુરો અને દાવરો અને હેરબદો અને મોબેદો અને દિનદાર લોકોને તથા ઇરાંન દેશના બાહોશ અને ડાહપણવાળા લોકોને મારી નાખ્યા. તેણે ઇરાંનના ઉમરાવો તથા ઘરધણીઓમાં એક બીજા વચ્ચે ધીઃકાર તથા કજ્યો તંટો નાખ્યો (ઉત્પન્ન કર્યો), અને (સેવટે) આત્મઘાત કરીને તે દોજખમાં નાહસી ગયો.[3] અને તે પછી ઇરાંન દેશના લોકો વચ્ચે એક બીજા સાથે ગુંચવાડો અને મારામારી (ઉભી થઇ) હતી. અને એ રીતે તેમનો કોઇબી વડો, કે પાદશાહ કે સરદાર કે દિનથી માહીતગાર દસ્તુર ન હતો અને તેઓ ખોદાતાલાને માટે શકમંદ થયા હતા; અને ઘણી જાતના ધર્મો અને તરેહવાર જાતનાં ઇમાંનો અને ગુમાંનો તથા તરેહવાર

૧. સાસાન્યન રાજ્યના અમલમાં પર્સેપુલીસનું એ નામ હતું; હાલની ફારસીમાં તેને ઇસ્તખર કહે છે.

૨. એલેકઝાનડરે ધર્મની કેતાબો બાળી નાખવાની આ બીના ખોટી સમજથી લખાઇ છે, અને એ કેતાબો તો મુસલમાનોએ બાળી નાખી હતી, એમ કેટલાક લખનારાઓનું મત છે. કેટલાકો કહે છે કે, દફતરખાનામાં બબે નકલો હતી જેમાંની અકેકી ગ્રીકોએ લઇને તેનો પોતાની ભાષામાં તરજુમો કરાવ્યો હતો. ડાયોડોરસ અને કશ્યર્સ નામના તવારિખ કર્તાઓ લખે છે કે, છાકટપણાંના બાહારમાં એથીન્યન દરબારી થૈસના ઉશ્કેરવાથી અને ઝરક્ષિસે નાશ કરેલાં ગ્રીક દેવળોનાં વેરમાં એલેકઝાનડરે પર્સેપુલીસનો કીલ્લો તથા મેહેલ બાળી નાખ્યો હતો. એર્યાન નામનો ગ્રંથ કર્તા પણ ઇરાંનીઓનો મેહેલ બાળવાની વિગત જણાવે છે.

૩. એલેકઝાનડરનાં કવખતનાં મરણ બાબદ એ ઇસારો છે.

દિનનાં ફરમાનો દુન્યામાં ફેલાયાં હતાં; સારા રૂહવાળા અને અમર્ગ આદર્બાદ મારેસ્પંદનો જન્મ થયો ત્યાં સુધી (એવો) મામલો ચાલુ રહ્યો હતો, [કે જેની (આદર્બાદની) છાતી ઉપર દિનકર્દમાં આવેલી વાર્તા મુજબ પીતલ પિગળાવીને રેડવામાં આવ્યું હતું;[૧] ] અને જુદા જુદા ધર્મો અને મહજબોનાં ઘણાં (ઉલટાં) ફર્માનો મુજબ ઇનસાફ થતો હતો; અને સસ્પિગાંનમાં[૨] પણ આ ધર્મ (ની કેતાબ) વાળા લોકો શકમંદ હતા. અને જરથોસ્તી ધર્મના બીજા મોબેદો તથા દસ્તુરો હતા તેમનામાંના કેટલાક (દીનના) વફાદારોને (આ કારણને લીધે) ધાસ્તી લાગી; અને તેમની એક અનજુમન ફત્તેહમંદ આદરફરોબાહ[૩] નાં મકાંનમાં બોલાવવામાં આવી હતી; અને ત્યાં ભાષણો અને ઘણીક પ્રકારના સારા વિચારો એ વિષે અપાયા હતા; સઘળાઓનો સામાન્ય અભિપ્રાય હતો કે એક ઉપાય શોધવાની આપણને જરૂરિયાત છે, કે જેથી આપણામાંનો કોઈ જઈને મિનો યઝદોથી ખબર લઈ આવે, કે જેથી આ જમાનાના લોકો જાણે કે આ ઇજસ્ને અને દરૂન તથા આફ્રિનગાન તથા નીરંગ તથા પાદયાવ કુસ્તી તથા બરસનુમની જે ક્રિયાઓ આપણે કર્યે છિયે તે ખોદાતાલાને

---

૧. દિનકર્દમાં લખે છે કે, હોરમજદના છોકરા અને પાદશાહોનો પાદશાહ શાપુરનાં રાજ્યમાં આ ખનિરથના લોકો જરથોસ્તી ધર્મ તરફ શંકાશીલ યકીનના થવાથી દસ્તુર આદરબાદ મારેસ્પંદે એ ધર્મની ખુબી બતાવવા માટે પોતાની છાતી ઉપર પિત્તળ પિગળાવીને નમાવ્યું હતું પણ જરથોસ્તી ધર્મની ખુબીથી તેને કાઇપણ ઇજા થઇ ન હતી, જેથી લોકોનો એ ધર્મ ઉપર પાછો ઇતબાર ફેલાયો અને જરથોસ્તી ધર્મ દુન્યામાં આશકારા થયો હતો. કોઇવાર ધાતુને પિગળાવીને માણસની સચ્ચાઇ તપાસવા માટે તેની જીભ અથવા પગો ઉપર રેડવામાં આવતું હતું; જો તેથી તેને કશી ઇજા ન થતી તો તેને સાચો ગણવામાં આવતો હતો.

૨. શસ્પિગાંન એક દફ્તરખાનાનું નામ છે.

૩. ઇરાંનના સર્વેથી પુરાણા ગણાતા આતશોમાંનો આ એક છે. આ આતશને પહેલવહેલાં ખાઇરિજેમમાં ગદમનહોમનદ નામના પહાડ ઉપર લઈ જવામાં આવ્યો હતો, પણ પાદશાહ ગુસ્તાસ્પના વખતમાં તેને કાબુલના રૈશન પહાડ ઉપર લઇ જવામાં આવ્યો હતો અને બુનદેહેશ કેતાબ લખાઇ ત્યારે તે ત્યાં મોજુદ હતો, જે ઉપરથી એમ ધારી શકાય છે કે એ ઉપર જણાવેલી સભા કાબુલમાં મળી હતી.

પોહોંચે છે કે દેવોને પોહોંચે છે અને તે આપણા રવાંનોની મદદે આવે છે કે નહીં? પછી ધર્મના દસ્તુરોનાં એક મતથી તેઓએ સઘળા લોકોને આદર ફરોબાહ આતશનાં મકાંનમાં બોલાવ્યા અને સઘળી સંખ્યામાંથી તેઓએ સાત શખ્સોને જુદા પાડયા કે જેમને ખોદાતાલા અને ધર્મ વિષે સેહેજપણ ગુમાન ન હતું, અને જેમના પોતાના વિચારો અને સુખનો તથા કામો રાસ્ત અને પવિત્ર હતાં; અને તેમને આ પ્રમાણે કેહેવામાં આવ્યું હતું:—તમે બેસી જાઓ, અને તમારામાંથી એકને પસંદ કરો કે જે આ કામને માટે ઘણોજ લાયક, ઘણોજ નિર્દોશ અને માનવંતો હોય, પછી તે સાત શખ્સો બેઠા અને તે સાતમાંથી ત્રણ જણને પસંદ કરવામાં આવ્યા અને તે ત્રણમાંથી એકજ જણ પસંદ થયો જેનું નામ વિરાફ હતું. કેટલાકો તેને નિશાહપુર્યન કહે છે. પછી વિરાફ આ ચુકાદો સાંભળી ઉભો થયો, છાતી સાથે હાથની અદબ વાળી અને બોલ્યો: કે "અગરજો તમારી મેહેરબાની હોય તો તે અનગમતું મંગ[1] (એક જાતની કેફી વસ્તુ) મને ના આપતા જ્યાં સુધી સઘળા મજદયસ્નાનો મારે માટે ચીઠ્ઠી કાહાડો ત્યાં સુધી: અને અગરજો ચીઠ્ઠી મારાં નામની નિકળશે તો હું ખુશી સાથે તે અશો અને પાપી લોકોની દુન્યામાં જઈશ અને આ સંદેશો બરાબર લઇ જઇ ખરો જવાબ લાવીશ." આથી મજદયસ્નનો અને વિરાફને નામની ચીઠ્ઠીઓ પેહેલી વાર "હુમત" શબ્દ બોલીને, બીજીવાર "હુખ્ત"થી અને ત્રીજી વાર "હવર્સ્ત" બોલીને કાહાડવામાં આવી જે દરેક ચીઠ્ઠી વિરાફનાં નામની નિકળી.

---

૧. પેહેલિવ જમાનાના લોકોમાં એવો વિચાર હતો કે, જે કોઇ મરદ ઘણોજ પરહેજગાર હોય તે જો "મંગ" નામની એક કેફી વસ્તુ પીયે તો તે પોતાના આત્માને પેલી દુન્યામાં મુસાફરી કરાવી બેહેસ્ત દોજખનો મહિમા દેખાડી શકે છે. પાપી મરદ એ ચીજ પીયે તો સામું પોતાને નુકસાન કરી મેલે.

# પ્રકરણ ૨ જું.

## વિરાફને મિનોઇ દુન્યામાં મોકલવા સામે તેની બેહનોની ફરિયાદ—દસ્તુરોએ તેમને શાંત પાડવી—વિરાફે કરેલી ગુજરેલાંઓની આરાધના—"મંગ" પીને વિરાફનું ખાબમાં પડવું—દસ્તુરોએ તથા તેની બેહેનોએ સાત દિવસ અને રાત રાખેલી ચોકી.

વિરાફને સાત બેહેનો હતી, અને તે સઘળી સાત બેહેનો વચ્ચે વિરાફ એકપૂરો ભાઇ હતો; તેઓએ ધર્મનો મોહોડે અભ્યાસ કર્યો હતો અને તેઓ બંદગી કરતી હતી. જ્યારે તેમણે વિરાફને લગતી આ ખબર સાંભળી ત્યારે તેઓ અનજુમનની આગળ ઘણીજ દિલગીર થતી આવી, તેઓએ ચીચ્યારીઓ પાડી તથા કલ્લા કર્યા, અને મજદયસ્નાનોની અનજુમનની સન્મુખ ગઈ. તેઓએ ઉભી થઇ નમન કર્યું, અને કહ્યું કે, "ઓ મજદયસ્નાનો! તમે આ કામ ના કરો કારણ કે અમે સાત બેહેનો છિયે અને તે એક પુરો ભાઇ છે: અને અમે સઘળી સાતે બેહેનોનો વિરાફ એકલો મુરબ્બી ભાઇ છે અને જે પ્રમાણે કે ઘરનાં એક બારણાને સાત ઓનતરંગ જડેલા હોય છે અને નીચે એક થાંભલો હોય છે, અને જો કોઇ તે થાંભો ઉંચકી જાય તો તે પેલા અતરંગ થયલા ઓરડાને પાડી નાખશે, તેજ પ્રમાણે અમે સાત બેહેનો માટે આ એક પુરો ભાઇ છે જે હમારૂં જીવતર અને ગુજરાંન છે; તેની તરફથી અમને થનો દરેક ફાયદો ખોદાતાલા તરફથી આવે છે. જો તમે વખત આગમચ કવખતે આ ફાંની દુન્યામાંથી તે ગુજરેલાંઓની દુન્યામાં તેને મોકલશો તો તમે વિનાકારણે અમારી ઉપર ગેરઇનસાફ કરશો." તે મજદયસ્નાનોએ આ શબ્દો સાંભળ્યા ત્યારે તેઓએ તે સાત બેહેનોને શાંત કરી અને કહ્યું કે, "અમે તમને સાત દિવસમાં વિરાફ સલામત અને તનદરોસ્ત સ્વાધીન કરીશું, અને આ માનની મોટાઇ આ માણુસ પાસે રેહેશે (યાને વિરાફ નામીચો

થશે)." એ સાંભળવાથી તેણીઓ સંતોશ પામી પછી વિરાફે તે મજદ-યસ્નાનોની સન્મુખ છાતી સાથે હાથની અદબવાળી કહ્યું કે, "એવો કાયદો છે કે પેહેલે મારે ગુજરેલાં રવાંનોની આરાધના કરવી જોઇએ, ખોરાક લેવો જોઇએ અને વસ્યતનામું કરવું જોઇએ; એ પછી તમે મને દારૂ તથા 'મંગ' આપજો." દસ્તુરોએ તેને ફરમાવ્યું કે "એ મુજબ તમે અમલ કરો." પછી દિનના તે દસ્તુરોએ તે મિનોનાં રેહેથાણમાં[1] એક જગા પસંદ કરી કે જે અશોઇથી ૩૦ કદમ દૂર હતી.[2] વિરાફે પોતાનું માથું અને તન ધોયું અને નવાં કપડાં પહેરિયાં; તેણે મીઠી સુગંધથી પોતાને ધુંઇ આપી અને તૈયાર કરેલા એક ઇંધોરા ઉપર એક નવો અને સ્વચ્છ ગાલીચો બિછાવ્યો, તે સ્વચ્છ ગાલીચા ઉપર ઘટતે વખતે તે બેઠો અને દરૂનની બાજ ધરી ગુજરેલાં રવાંનોની આરાધના કરી અને ખોરાક ખાધો. પછી દિનના દસ્તુરોએ દારૂ તથા વિસ્તાસ્પનાં "મંગ"થી ત્રણ પ્યાલાં ભર્યાં: અને તેઓએ એક પ્યાલું "હુમત" બોલીને વિરાફને આપ્યું, બીજું પ્યાલું "હુખ્ત" બોલીને આપ્યું તથા ત્રીજું પ્યાલું "હવર્શ્ત" બોલીને આપ્યું, વિરાફ તે દારૂ તથા મંગ પી ગયો અને સુદ્ધિમાં હતો એટલાં બાજ પાછી મેલી અને ગાલીચા ઉપર ઉંઘાઇ ગયો. તે દિનના દસ્તુરો અને તે સાત બેહેનોએ સાત દિવસો અને રાત આતશ રોશન રાખી ધુંઇ ચાલુ રાખી અને નીરંગદીનના ઝંદ અવસ્તા તેઓ ભણ્યાં હતાં, તેઓએ ૨૧ નુસ્કો[3] યાદ કર્યા અને ગાથા ગાયા અને અંધકારાંમાં પણ ચોકી કરતાં. તે સાતે બેહેનો વિરાફના ગાલીચાની આસપાસ બેઠી અને સાત દિવસ તથા રાત સુધી અવસ્તા ભણ્યાં હતા. તે સાત બેહેનોએ મજદયસ્ની ધર્મના સઘળા દસ્તુરો અને હેબર્દો તથા મોબેદો સાથે કોઇબી રીતે પોતાનું સંભાળ કરવાનું કામ છોડી દીધું નહીં.

---

૧. આદર ફરોબાહ આતશનાં મકાનમાં.

૨. એનું કારણ એ કે, વિરાફનું રૂહ પેલી દુન્યામાં જવાનું હોવાથી આ દુન્યામાં તેનું કાલબુદ મુવેલું ગણાય અને વંદિદાદ પ્રમાણે ગુજરેલાંની લાસને આતશ, પાણી અને બરસમથી ૩૦ કદમ દૂર રાખવી જોઇએ.

૩. જુઓ વધારો "એકવીસ નુસ્કો".

## પ્રકરણ ૩ જું.

### વિરાફનાં રવાંનની મિનોઇ દુન્યામાંથી આ દુન્યામાં પાછી પધરામણી—વિરાફે મજદયસ્નાનો માટે આણેલો મુબારકબાદીનો સંદેશો—વિરાફે બાજ ધરી ખાણું ખાઇ બાજ મેળવી અને એક નવિશંદો લાવવાને ફરમાવવું.

વિરાફનું રવાંન કાલબુદમાંથી ચકાતે–દાઇતીકના[1] ચિન્વત પુલ તરફ ગયું અને સાતમે દિવસે પાછું આવ્યું તથા કાલબુદમાં દાખલ થયું. વિરાફ ઉઠી બેઠો જાણે કે ખુશનુમા ઉંઘમાંથી તે બીદાર થયો હોય. તે બહમન (યાને ભલી અકલ) નો વિચાર કરતો અને ખુશી થતો. તેની બેહેનોએ, દિનના દસ્તુરો તથા મઝદયસ્નાનોએ, જ્યારે વિરાફને હોંશમાં દીઠો ત્યારે તેઓ ખુશ થયાં તથા હરખાયાં; અને તેઓએ કહયું કે "અમો મજદયસ્નાનોના કાસદ, ઓ વિરાફ! તું કે જે ગુજરેલાંઓની દુન્યામાંથી આ જીવતાંઓની દુન્યામાં આવ્યો છે તે તું ભલે પધાર્યો!" તે હેબંદો અને દીનના દસ્તુરોએ વિરાફ આગળ નમન કર્યું. અને પછી વિરાફે તેમને જોઇને બહાર આવી નમન કર્યું અને કહ્યું કે, "તમારે માટે તે સાહેબ દાદાર અહુરમઝદ અને અમશાસ્પંદો તરફથી આશિર્વાદ; અને અશો સ્પિતમાન ઝરથુસ્ત્ર તરફથી આશિર્વાદ, અને અશો સરોશ તથા આદર ઇજદ તથા મજદયસ્નાનોની કીર્તિમંદ દિન તરફથી આશિર્વાદ, તથા બાકીનાં અશો રવાંનો તરફથી આશિર્વાદ તથા ગરોથમાંન બેહેસ્તમાં આસાંની તથા સુખથી રેહેતા બાકીના

---

૧. બુન્દેહેશના ૧૨ મા બાબમાં જણાવે છે કે ચકાતે–દાઇતીક (યાને ઇનસાફની ટોંચ) દુન્યાની અધવચમાં છે; તે સો માણસ જેટલી ઉંચી છે અને તે ઉપર ચિન્વતપુલ આવે છે કે જ્યાં રવાંનનો ઇનસાફ કરવામાં આવે છે. બહમન યશ્ત મુજબ કયામતને વખતે હોરમજદનો કાસદ નેર્યોસંગ તથા અશો સરોશ હોરમજદના હુકમથી ભલા ચકાતે-દાઇતીક ઉપરથી પંગદેજમાં જશે અને ત્યાં રહેતા દસ્તુર પેશ્યોતનુને ફરમાવશે કે તેણે ઇરાનના દેશોમાં જઇ જરથોસ્તી ધર્મની પાદશાહી પાછી સ્થાપવી.

મિનો યઝદો તરફથી આશિર્વાદ." અને પછી દિનના દસ્તુરોએ કહ્યું કે, "ઓ વિરાફ! તું જે અમે મજદયસ્નાનો કાસદ છે તે એક લાયક નોકર છે, અને તારો (લાવેલો) આશિર્વાદ તારે માટે પણ હોજો. તેં જે કાંઇ દીઠું છે તેનું વર્ણન ખરેખરૂં અમારી આગળ કર!" ત્યારે વિરાફે કહ્યું કે, "ભુખ્યા અને તરસ્યા માણુસને ખોરાક આપવો એ પેહેલું કામ છે, અને પછી તેનેથી પુછપરછ કરવી અને તેને કામે લગાડવો." પછી દિનના દસ્તુરોએ કહ્યું કે "એ વાત દરૂસ્ત અને વાજબી છે." પછી સારો પકાવેલો અને સારી સુગંધનો (યાને સ્વાદિષ્ટ) ખોરાક તથા સેરવો અને થંડું પાણી તથા દારૂ લાવવામાં આવ્યો. તેઓએ વળી દરૂન ઇજ્યો અને વિરાફે બાજ ધરી ખાણું ખાધું અને મ્યજદની ચાશ્ની પુરી કરી તેણે બાજ મેલી, અને અહુરમજદ તથા અમશાસ્પંદોની તેણે સેતાયશ કરી, તથા ખોરદાદ અને અમરદાદ અને અમશાસ્પંદોના શુક્રાના કરી તે આફ્રીનગાન ભણ્યો. પછી તેણે ફરમાવ્યું કે, એક શ્યાના અને કામેલ લખનારને લઇ આવો, જે મુજબ એક બાહોશ લખનાર જે કાબેલ હતો તેને તેઓ લઇ આવ્યા અને વિરાફે જે કાંઇ કહ્યું તે તેણે બરાબર, ખુલ્લી રીતે તથા સમજ પડે એવી રીતે લખી લીધું.

---

## પ્રકરણ ૪ થું.

### વિરાફને મિનોઇ દુન્યામાં જવા નિકળતાં પેહેલી રાતે સરોશ અને આદર યઝદ સાથે થયલી ભેટ—વિરાફનું ચિન્વત પુલ ઉપર જઇ પોહોંચવું—ત્યાં તેની એક અશો રવાંન સાથે થયલી ભેટ—તે રવાંનને મળતું અતી મોટું સુખ અને તે માટે તેની કેરદાર તરફથી તેને મળેલો ખુલાસો.

વિરાફે તેને લખવા ફરમાવ્યું કે "પેહેલી રાતે અશો સરોશ અને આદર યઝદ મને મળવા આવ્યા, અને તેઓએ મને નમન કર્યું અને

કહ્યું કે, 'ઓ અર્દા વિરાફ' તું ભલે પધાર્યો! તો જો કે તું અત્રે કવખતે આવ્યો છે.' મેં કહ્યું કે 'હું એક કાસદ છું.' પછી ફ્તેહમંદ અશો સરોશે અને આદર યઝદે મારો હાથ પકડયો. પેહેલું પગળું "હુમત"થી બીજું "હુખ્ત"થી અને ત્રીજું "હવર્સ્ત"થી ભરીને દાદાર અહુરમઝદના પેદા કરેલા, ઘણી સંભાળ કરનાર અને મજબુત ચિન્વત પુલ તરફ હું આવ્યો. જ્યારે હું ત્યાં પોહોંચ્યો ત્યારે મેં એક ગુજરેલાંનાં એક રવાનને દીઠું, જે પેહેલી ત્રણ રાત ગાથાના શબ્દ ભણતું હતું કે "ઉષ્તા અહમાઇ યહમાઇ ઉષ્તા કહમાઇચિત્" એટલે કે "આબાદી અથવા સુખાકારી તે શખ્સને હોજો, જેનાથી બીજાઓને સુખ પહોંચે!" વધુ વર્ણન કરતાં વિરાફે જણાવ્યું કે તે ત્રણ રાતમાં તેને એટલો બધો ફાયદો અને સુખ તથા મજાહ મળ્યાં કે જેટલો તેણે (પોતાની આખી) જીંદગીમાં દીઠો ન હતો અને આ દુન્યામાં તે હતો તે વખતનાં કરતાં તે વધુ સુખી, આરામવાળો અને ખુશ દિસતો હતો. ત્રીજી બામદાદે તે અશોનું રવાંન ઝાડોના મિઠા સુગંધમાં ગયું. અને તે હૈયાત હતો તે વેળા તેનાં નાકને જે ખુશ સુગંધ મળી હતી તેના કરતાં તે સુગંધ તેને વધુ ખુશ કરનારી લાગી. એ સુગંધી હવા વધુ દક્ષિણ તરફની બાજુથી ખાદાતાલાની જગા તરફથી આવે છે.[૧] ત્યાં તેની આગળ તેનાં પોતાની દીન અને તેનાં કામો ખુબસુરત દેખાવની અને નેકી ભરેલાં કામોમાં ઉછરેલી એક શોહામણી ઓરતનાં આકારમાં આવી ઉભાં કે જે ઓરતનાં સ્તન ઘણાં તન્દરૂસ્ત અને શરીરને તથા જીવને ખુશ કરનારાં હોય છે, જેનો આકાર ઘણોજ ચકચકીત અને દેખાવ ઘણોજ ખુશી આપનારો હતો તથા તેને નેહાળવું ઘણું પસંદ કરવાજોગ હતું. તે અશોનાં રવાંન તે ઓરતને પુછયું કે, 'તું કોણ છે? તું કોણ બાનુ છે? કે જેના કરતાં જીવતાંઓની દુન્યામાં વધુ શોહામણી અને વધુ ખુબસુરત શરીરની મેં કદી દીઠી નથી.' તેને તેણી કે જે તેનો પોતાનો ધર્મ અને

---

૧. ઇરાંનની ઉત્તર તરફના મુલકોમાં સખ્ત ઠંડી વરસના દશ દશ મહિના સુધી પડતી હતી જેને અવસ્તામાં ગનામીનોનું કામ ગણ્યું છે જ્યારે જેમ જેમ દક્ષિણ તરફ ઇરાંનીઓ આવતા ગયા તેમ તેમ ઠંડી ઓછી અને ગરમી સારી પડવા લાગી જેથી દક્ષિણ દિશાને તેઓ અહુરમઝદનું મકાન ગણવા લાગ્યા હતા.

તેનાં પોતાનાં કામો (નું સ્વરૂપ) હતી તેણે જવાબ વાળ્યો કે, 'ઓ સારા વિચારના, સારા સુખનોના, સારા કામોના, ભલા જવાન! હું તારાં કામો છું. તારી ભલી ઇચ્છા અને કામોને લીધે તને હું દેખાઉં છું તેવી મોટી અને ભલી તથા સુગંધી અને ફત્તેહમંદ તથા દુઃખ વિનાની છું, કારણ કે દુન્યામાં તેં ગાથા ગાયા હતા, અને ભલાં પાણીને તે આરાધ્યાં હતાં, તથા આતશની તેં જાળવણી કરી હતી અને જે અશો માણસ દુરથી તથા નજદીકથી આવતો તેને તારેથી માન મળતું હતું. જો કે હું જોરેમંદ છું તો પણ તારી મારફતે હું વધુ જોરેમંદ થઇ છું; અને જો કે હું નેક છું તો પણ તારી મારફતે હું વધુ નેક બની છું; અને જો કે હું લાયકીવાળી છું તો પણ તારી મારફતે હું વધુ લાયકીવાળી થઇ છું; અને જો કે હું ચકચકીત તખ્ત ઉપર બેઠી છું તો પણ તારી મારફતે હું વધુ ભપકાથી બેઠી છું, અને જો કે હું બુલંદ દરજ્જાની છું તો પણ તારેથી હું વધુ બુલંદ દરજ્જાની થઇ છું; જે ભલા વિચારો અને ભલા સુખનો અને ભલાં કામો તું અમલમાં આણે છે તેને લીધે (હું આવી સુંદર થઇ છું.) જ્યારે તું અહુરમઝદની સાથની પુર્શેસમાં તથા લાંબી બંદગીમાં ગુંથાતો ત્યારે તને તથા તારે પગલે ચાલતા અશો માણસને માન મળતું.' આમીન!

---

## પ્રકરણ ૫ મું.

### વિરાફની મેહેર, રશ્નુ, આસ્તાદ, માઝદયસ્નની દિન અને બીજા યઝદો તથા ફરોહરો સાથની મુલાકાત-રશ્નુ રાસ્ત યઝદને અશો તથા પાપી લોકોનો ઇન્સાફ ટોલતાં વિરાફનું જોવું.

"પછી તે ચિન્વત પુલની પોહોળાઇ પાછી નવ નીજક[1] લંબાઇની થઇ. અશો સરોશ અને આદર યઝદની મદદથી હું સેહેલાઇથી, આસાંનીથી,

---

૧. નીજક એ એક જાતના અસલી વખતમાં વપરાતા ભાલાને કહે છે. એ ભાલાની લંબાઇ પા ફુટની થતી હતી.

હીંમતથી અને ફત્તેહથી ચિન્વત પુલ પસાર કરી ગયો. મેહેર યઝદ અને રશ્નુ રાસ્ત અને ભલા વાય યઝદ (યાને રામ યઝદ) અને ફત્તેહમંદ બેહેરાંમ યઝદ અને દુન્યાની વૃદ્ધિ કરનાર આસ્તાદ અને માઝદયસ્નાનોના ભલા ધર્મની કીર્તિથી મને રક્ષણ મળ્યું હતું. અને અશો લોકોનાં ફ્રોહરો અને બાકી રહેલા મિનો યઝદોએ મને અર્દાવિરાફને પહેલાં નમન કર્યું. વળી મેં અર્દા-વિરાફે રશ્નુ રાસ્તને દીઠો જેણે પોતાના હાથમાં સોનેરી ત્રાજવું પકડયું હતું અને જે અશો તથા પાપી માણસોને તોળી જોતો હતો. અશો સરોશે તથા આદર યઝદે મારો હાથ પકડયો અને કહ્યું કે, 'આગળ ચાલ કે જેથી અમે તને બેહેસ્ત અને દોજખ તથા બેહેસ્તમાં અશો લોકો જે દબદબો, કીર્તિ અને આસાંની તથા સુખ, અને મજાહ તથા ખુશી, અને ખુરશની તથા રામશ્ની તથા ખુશબોનો બદલો મળે છે તે દેખાડયે. વળી અમો તને દેવો, તથા જાદુગરો અને પાપીઓ જે અંધારાં અને બંદીખાંનાં અને અપકીર્તિ તથા સંકટ, દુઃખ અને ખરાબી તથા દરદ અને માંદગી અને ભય તથા ધાસ્તી અને નુકસાન તથા બદબોની સજાઓ તરેહવાર પ્રકારનાં દોજખમાં વેઠે છે તે પણ બતાવીશું. સાચા લોકો અને જુઠા લોકોની જગા અમે તને બતાવીશું. અહુરમઝદ તથા અમશાસ્પંદોમાં મજબુત ઇમાન રાખનારાઓનો બદલો, તથા બેહેસ્તમાં જે સારૂં છે તથા દોજખમાં જે ખરાબી છે તે અમો તને બતાવીશું; અને અહુરમઝદ તથા અમશાસ્પંદોની હસ્તી તથા અહેરેમન અને દેવોની નાપાયદારી અને ગુજરેલાંઓનાં કયામત તેમજ ભવિસ્યનાં તનની હૈયાતી (અમે બતાવીશું.) બેહેસ્તમાં અશો લોકોને અહુરમઝદ તથા અમશાસ્પંદો તરફથી મળતો બદલો અમો તને બતાવીશું. દોજખમાં પાપી લોકોને અહેરેમન તરફથી જે તરેહવાર પ્રકારની વેદના અને શિક્ષા મળે છે તથ દેવો તરફથી જે હેરાંનગતી પોહોંચે છે તે અમો તને બતાવીશું."

# પ્રકરણ ૬ ઠું.

## વિરાફે લીધેલી હમેસ્તગાંનની ભેટ-હમેસ્તગાંનનો ખુલાસો-બેહેશ્તમાં જવા માટે પાપ કરતાં સવાબનાં કામો કેટલાં વધારે જોઇએ?

"પછી હું એક જગાએ આવ્યો અને કેટલાંક લોકોનાં રવાંનોને દીઠાં કે જેઓ એકજ હાલતમાં રેહે છે. મેં ફ્રત્તેહમંદ અશો સરોશને તથા આદર યઝદને પુછ્યું કે, 'તેઓ કોણ છે? અને તેઓ અહીં શા માટે રહે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ જગ્યાને "હમેસ્તગાંન" કેહેવામાં આવે છે: આ રવાંનો આ જગ્યાએ રસ્તાખેજ સુધી રેહેશે: અને જે શખ્સોનાં ભલાં કામો તથા પાપ એકસરખાં થયાં હોય તેમનાં એ રવાંનો છે. દુન્યાના (લોકો) ને કેહેજે કે, લોભ અને અદેખાઇને લીધે એક ઘણું સેહેલું સારૂં કામ કરતાં અટકવું નહીં: કારણ કે દરેક જણ જેનાં સારાં કામો તેનાં પાપ કરતાં ત્રણ સ્રઓશોચરનાંમ[1] વધતાં થાય છે તે બેહેસ્તમાં જાય છે: જેમનાં પાપ વધતાં થાય છે તે દોજખમાં જાય છે: જેમનાં બન્ને (સવાબ તથા પાપ) સરખાં ઉતરે છે તે રસ્તાખેજ સુધી આ હમેસ્તગેહાંનમાં રેહે છે. તેમની (યાને હમેસ્તગેહાંનમાં રેહેનારાઓની) શિક્ષા એ છે કે, વાતાવરણના ફરવા સાથ તેમને ગરમી અને સરદી વેઠવી પડે છે: તેમને બીજાં કાંઇ સંકટ નથી.[2]"

---

૧. "સ્રઓશોચરનાંમ" એ એક જાતનું માપ છે. ૩ "સ્રઓશોચરનાંમ" એક ૧૬ દીરહમનાં વજન જેટલા છે. દીરહમનું વજન સુમારે ૫૦ ગ્રેન જેટલું હતું.

૨. "શાયસ્ત લા શાયસ્ત" નામની કેતાબમાં જણાવે છે કે, જેનાં ભલાં કામો પાપ કરતાં ત્રણ સ્રઓશોચરનાંમ વધતાં થાય છે તે બેહેશ્તમાં જાય છે, જેનાં ભલાં કામ પાપ કરતાં એક "તનાફુર" જેટલાં યાને ૧૨૦૦ દીરહમ જેટલાં વધતાં થાય છે તે તેને માટે તેના હૈયાત ખેશીઓએ ક્રિયા કરવા પછી સર્વથી ચહડતાં બેહેશ્તમાં જાય છે. પણ સોશ્યોસ નામનો દસ્તુર કહે છે કે, જેનાં સારાં કામ પાપ કરતાં એક તનાફુર વધતાં થાય તે આપોઆપ

## પ્રકરણ ૭ મું.

### હુમત બેહેશ્તની વિરાફે લીધેલી ભેટ–ત્યાંનાં રવાંનોનો સેતારાઓ જેવો પ્રકાશ.

"પછી મેં પેહેલું પગલું સેતારાઓનાં રસ્તા તરફ "હુમત" ઉપર મેલ્યું કે જે જગ્યાએ સારા વિચારને આવકાર મળે છે. અને મેં અશો લોકોનાં તે રવાંનો દીઠાં કે જેમનો હંમેશ વધતો જતો પ્રકાશ સેતારાઓ મિસાલે ચકચકતો હતો, અને તેમનું તખ્ત તથા બેઠક ઘણી ચકચકીત તથા દબદબાવાળી તથા નુરમંદ હતી. મેં અશો સરોશ તથા આદર યઝદને પુછયું કે, 'આ જગ્યા કઇ છે? અને આ લોકો કોણ છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે, આ જગ્યા સેતારાઓનાં રેહેઠાંણની છે અને આ તે રવાંનો છે કે જેઓએ દુન્યામાં કાંઇબી બંદગી કરી ન હતી, ગાથા ગાયા ન હતા, અને ખએત્વદથ કર્યું ન હતું; તેઓએ કોઇ બાદશાહી કે હાકમી કે સરદારી ભોગવી નથી, પણ બીજાં સારાં કામોને લીધે તેઓ અશો થયાં છે."

---

## પ્રકરણ ૮ મું.

### હુખ્ત બેહેશ્ત યાને માહાતાબનાં રેહેથાંણની વિરાફે લીધેલી ભેટ–ત્યાંનાં રવાંનોની માહાતાબનાં પ્રકાશ જેવી હાલત.

"જ્યારે મેં બીજું પગલું મેલ્યું ત્યારે હું માહાતાબનાં રહેઠાંણ હુખ્ત ઉપર આવ્યો કે જયાં સારાં સુખનોને આવકાર મળતો હતો અને મેં અશો

---

ચઢતી પંકતીનાં બેહેસ્તમાં જાય છે અને તેને માટે તેના ખેશીઓ ક્રિયા કરે કે ન કરે તેની જરૂર નથી. વળી દુસ્તનો બુજેદ નામે એક દસ્તુર જણાવે છે કે, પારકા ધર્મનો એક શખ્શ જરથોસ્તી નહીં છતાં જો તેના સારાં કામો પાપ કરતાં એક તનાફુર વધતાં થાય તો દોજખમાં જતો બચે છે.

લોકોનું એક મોટું અન્જુમન દીઠું. મેં અશો સરોશ તથા આદર યઝદને પુછ્યું કે, 'આ જગ્યા કઇ છે? અને આ રવાંનો કોણ છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે 'આ જગ્યા માહાતાબનાં રહેથાણની છે અને આ રવાંનો તે છે કે જેઓએ દુન્યામાં બંદગી કરી ન હતી, ગાહા ગાયા ન હતા અને ખએત્વદથ કર્યું ન હતું; પણ બીજાં ભલાં કામોથી તેઓ અહીં આવ્યાં છે અને તેમનો પ્રકાશ માહાતાબના પ્રકાશ જેવો છે."

---

## પ્રકરણ ૯ મું.

### હવર્શત બેહેશ્તની વિરાફે લીધેલી ભેટ—ત્યાં તેને મળેલાં નેક પાદશાહો અને સરદારોનાં રવાંનો—તેમનો ખુર્શેદના જેવો પ્રકાશ.

જ્યારે હવશ્ત ઉપર મેં ત્રીજું પગલું ભર્યું ત્યારે જે જગ્યાએ સારાં કામોને આવકાર મળે છે ત્યાં હું પહોંચ્યો. ત્યાંનો પ્રકાશ ઘણોજ બુલંદ કહેવાય છે, અને મેં અશો લોકોને સોનેરી બીસ્તરા તથા તખ્તો ઉપર દીઠા અને ત્યાં જે લોકો હતા તેમનો પ્રકાશ ખુર્શેદના પ્રકાશને મળતો આવતો હતો.[૧] મેં અશો સરોશને તથા આદર યઝદને પુછ્યું કે 'આ જગ્યા કઇ છે? અને આ રવાંનો કોણ છે?' ત્યારે અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે, 'આ ખોર્શેદનું રહેઠાંણ છે અને આ તે રવાંનો છે કે જેઓએ દુન્યામાં પાદશાહી અને હાકમી તથા સરદારી સારી રીતે કરી હતી."

---

૧. આર્ય દંત કથાઓમાં ખોરશેદને પાદશાહીની નિશાંન અને મૂળ ગણ્યો છે. ઇરાંની પાદશાહો "ખોરશેદના ભાઇ" કહેવાય છે.

# પ્રકરણ ૧૦ મું.

## ગરોથમાંન બેહેશ્તની વિરાફે લીધેલી ભેટ—અશો રવાંનો સાથની તેની ગોફતેગો—વિરાફને મળેલું અમૃત—આદર યઝદે વિરાફ સામે લીલી કાઠીઓ બાળવા માટે કરેલી ફર્યાદ—તેની સાબેતીમાં તેણે બતાવેલું લીલી કાઠીઓનું ઝરેફેલું પાણી.

"ઘણાંજ નુરમંદ અને રોશન ગરોથમાંનમાં મેં ચોથું પગલું મેલ્યું; અને ગુજરેલાંઓનાં રવાંનો અમોને મળવા આવ્યાં અને તેઓએ આશિર્વાદ માંગી આફ્રીન કરી અને કહ્યું કે, 'ઓ અશો માણસ! તું તે ફાંની અને ઘણી પાપી દુન્યામાંથી આ અમર્ગ, દુઃખ વિનાની દુન્યામાં કેમ આવી લાગ્યો? અમૃત ચાખ કારણ કે (તેથી) અહીં તને હંમેશગીની રામસ્ની જણાશે.' તે પછી દાદાર અહુરમઝદના આતશપર મવક્કલ આદર યઝદે આવી મને સલામ કરી કહ્યું કે, 'ઓ અર્દાવિરાફ! તું કે જે મઝદયસ્નાનોનો કાસદ છે તે લીલી કાઠી (મને) સારી પુરી પાડનાર છે.' ત્યારે મેં તેને નમન કરી કહ્યું કે, 'ઓ આદર યઝદ! તારો નોકર દુન્યામાં હંમેશાં સાત વરસની જુની કાઠી તથા બોય તારા ઉપર મેલતો હતો અને તોપણ તમે કહો છો કે, મેં લીલી કાઠી મેલી હતી.' ત્યારે દાદાર અહુરમઝદના આતશના યઝદ આદરે કહ્યું કે, 'ચાલ આવ કે, મારા ઉપર મેલેલી લીલી કાઠીના પાણીનો તળાવ તને હું દેખાડું.' અને તે મને એક જગ્યાએ લઇ ગયો અને એક મોટા તળાવનું આસમાની રંગનું પાણી બતાવી કહયું કે, 'જે લાકડાં તેં મારા ઉપર મેલ્યાં હતાં તેમાંથી ઝરેફેલું આ પાણી છે.'[1]

---

૧. સાતથી દશમાં પ્રકરણ સુધી આપણે ચાર જાતનાં બેહેશ્ત દીઠાં છે. હુમત, હુખત, હવરશત અને ગરોથમાન. એજ મીસાલે દોજખના ત્રણ તબક્કા છે. દુશ્મત, દુજુખત, દુજવરશત અને સર્વેથી અંધારી દુન્યા.

# પ્રકરણ ૧૧ મું.

## બેહમન અમશાસ્પંદે વિરાફને અહુરમઝદ, અમશાસ્પંદો, સ્પેન્તમાન ઝરથુશ્ત્ર વગેરે સાથે કરાવેલી મુલાકાત–અહુરમઝદે વિરાફને આપેલી મુબારકબાદી–વિરાફને બેહેસ્ત દોજખ બતાવવાને તેણે સરોશ તથા આદર યઝદોને કરેલો હુકમ.

"પછી બેહમન અમશાસ્પંદ એક સોનેરી તખ્ત ઉપરથી ઉઠયા અને મારો હાથ પકડયો, (અને) હુમત, હુખ્ત અને હવર્શ્ત શબ્દો બોલીને તે મને દાદાર અહુરમઝદ, અમશાસ્પંદો અને બીજાં અશો લોકો તથા અશો ઝરથુશ્ત્ર સ્પિતમાંન, કય ગુસ્તાસ્પ, જામાસ્પ[1], ઝરથુસ્ત્રના બેટા યસતવાસ્ત્ર અને બીજા દીનદારો અને દીનના વડાઓનાં ફરોહરોની વચ્ચે મને લઇ આવ્યો, જેમનાં કરતાં વધુ ખુબસુરત અને ઉત્તમ મેં કોઇને કદી દીઠા નથી. બહમને કહ્યું કે, 'આ દાદાર અહુરમઝદ છે.' જેથી મેં તેની નમાજ કરવાને ખાહેશ બતાવી. તેણે મને કહ્યું કે, 'ઓ અર્દા વિરાફ' તને નેમાજ હોજો! તું ભલે પધાર્યો' તે ફાંની દુન્યામાંથી તું આ પવિત્ર અને રોશન જગ્યાએ આવ્યો છે.' અને તેણે અશો સરોશ તથા આદર યઝદો ફર્માવ્યું કે, 'અર્દા વિરાફને લઇને અશો લોકોનું મકાંન અને તેમને (નાગતો) બદલો દેખાડો તથા પાપી લોકોને (શું) સજા (થાય છે) તે પણ (દેખાડો.)' પછી અશો સરોશ તથા આદર યઝદે મારો હાથ પકડયો; અને મને તેઓ દરેક ઠેકાણે લઇ ગયા. મેં વળી અમશાસ્પંદોને દીઠા અને મેં બીજા યઝદોને પણ દીઠા; વળી મેં ગયોમર્દ, અશો ઝરથુસ્ત્ર, કય વિસ્તાસ્પ, ફ્રશોસ્ત્ર, અને બીજાં ભલાં કામ કરનારાઓ અને ધર્મના વડાઓનાં ફરોહરો દીઠાં હતાં."

---

૧. જામાસ્પ નામાંમાં કહે છે કે, જામાસ્પ મોબેદાંન મોબેદ હતો જેને પાદશાહ, ગુસ્તાસ્પના વખતમાં અશો સ્પેન્તમાન ઝરથુસ્ત્રનાં મરણ બાદ તેની જગા મળી હતી. અવસ્તામાં ઘણું કરી તે ફ્રશઓસ્ત્રની સાથે આવે છે અને તેઓ બંને ભાઇ થતા હતા એમ માનવામાં આવે છે.

## પ્રકરણ ૧૨ મું.

## સખી લોકોનાં, દીનદાર લોકોનાં, ખએત્વદથ કરી ચુકેલાઓનાં અને સારા પાદશાહોનાં અને સાચા લોકોનાં રવાંનો સાથે વિરાફની ભેટ.

"હું વળી એક જગ્યાએ આવ્યો અને ત્યાં મેં સખી લોકોનાં રવાંનો દીઠાં જેઓ શણગાર સાથે ચાલતાં હતાં અને બીજાં રવાંનો કરતાં દબદબામાં તેઓ ચહડિયાતાં હતાં; દાદાર અહુરમઝદ હંમેશાં સખી લોકોનાં રવાંનોને ઉત્તમ દરજ્જો આપે છે, જેઓ પ્રકાશીત, ઉંચા દરજ્જાનાં અને જોરેમંદ હોય છે. મેં એકને કહ્યું કે 'તું, કે જે સખી માણસનું રવાંન છે, તે સુખી છે કારણ કે તું આ પ્રમાણે બીજા રવાંનો કરતાં વધુ ચહડતા દરજ્જાનું છે.' તે રવાંન મને ઘણાં ઉત્તમ દરજ્જાનું દેખાયું.[1] જેઓએ દુન્યામાં ગાથા ગાયા હતા તથા ઠરાવેલી બંદગીઓ કરી હતી અને જે ભલી માઝદયસ્ની દીન દાદાર અહુરમઝદે સ્પીતમાન ઝરથુસ્ત્રને શિખવી હતી તે ઉપર જેઓ ઓસ્તવાર રહ્યા હતા તેમનાં રવાંનોને પણ મેં દીઠાં. હું તેમની આગળ ગયો ત્યારે તેઓ સોનેરી કસબનાં અને રૂપેરી કસબનાં કપડાંઓમાં મને દેખાયાં કે જે સઘળાં, કપડાંઓમાં ઘણાજ શણગારવંતાં માલમ પડયાં. વળી મેં ખએત્વદથ[2] (યાને સગપણમાં લગ્ન કરનારાઓ) નાં રવાંનોને

---

૧. સખાવત કેવી ઉત્તમ છે તેનાં સંબંધમાં "શાયરત લા શાયરત" કેતાબનાં ૧૦ માં પ્રકરણમાં જણાવે છે કે, લાયક પુરૂષોને ખાવા માટે તથા ભેગું કરવા માટે જે કાંઇ ઘટતું હોય તે આપવું કારણ કે નિહાદૂમ નસ્કમાં દસ્તુરોએ આ પ્રમાણે શિખવ્યું છે! "એક માણસ એક ભૂખ્યા શખ્સને રોટલી આપે છે તે જોઇએ તે કરતાં વધારે હોય તોપણ તે વધારાથી તે (ભૂખ્યો માણસ) જે કાંઇ સારાં કામો કરે તે કામો તે (રોટલી) આપનાર ધણીનાં પોતાનાં કરેલાં હોય તેમ ગણાય છે."

૨. અહરેમને ઓશમ દેવને ગહંબાર, મયજદ તથા ખએત્વદથ બાબદ આપેલી શિખામણને લગતાં એક ફારસી પુસ્તકમાં ખએત્વદથ કરવાનાં પુન્ય વિષે નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે. "એટલા માટે જાણવાની અગત છે કે, મોટું ખએત્વદથ બેહેનની

હેરત કરે એવા દબદબામાં દીઠાં અને તેમનો બુલંદ દરજ્જો હમેશાં વધતો જતો હતો. મેં વળી સારા હાકમો અને પાદશાહોનાં રવાંનો દીઠાં જેઓની મોટાઇ, ભલાઇ, સત્તા અને ફતેહ જ્યારે તેઓ દબદબા અને સોનેરી તાજ સાથે ફરે છે ત્યારે વધે છે અને તે રવાંનો મને ઉત્તમ દેખાયાં. વળી મેં મહાન પુરૂષો અને સાચું બોલનારાઓનાં રવાંન દીઠાં જેઓ ભારી દબદબા અને મોટી કીર્તિ સાથે ચાલતાં હતાં. અને તે રવાંનો મને ઉત્તમ દેખાયાં."

---

## પ્રકરણ ૧૩ મું.

### ધર્મી અને ભરથારોને ફર્માનબર્દાર રહેલી ઓરતોનાં રવાંનો સાથે વિરાફને થયલી મુલાકાત અને તે ઓરતોનો મોટો દબદબો.

"ઉત્તમ વિચારની, ઉત્તમ શબ્દોની, ઉત્તમ કાંમોની અને ફરમાન-બરદાર ઓરતોનાં રવાંન મેં દીઠાં કે જે ઓરતો પોતાના ભરથારોને પોતાના સરદાર ગણે છે. તેઓએ સોનેરી તથા રૂપેરી કસબનાં અને ઝવેરાતથી મઢી લીધેલાં કપડાં પેહેરેલાં હતાં. મેં પુછ્યું કે, 'આ રવાંનો કોણનાં છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે, 'આ રવાંનો તે ઓરતોનાં છે કે જેઓએ દુન્યામાં પાણીને ખુશનુદ કરયું હતું, આતશને ખુશનદ કરયો હતો અને જમીન

---

છોકરી અને ભાઇના છોકરા વચ્ચેનું છે; મધ્યમ ખએત્વદથ ભાઇના છોકરા અને ભાઇની છોકરી વચ્ચેનું અથવા બેહેનના છોકરા અને બેહેનની છોકરી વચ્ચેનું છે; અને હલકું ખએત્વદથ બેહેનના છોકરા અને ભાઇની છોકરી વચ્ચેનું છે. આ જાણવું અગત્યનું છે કે જે કોઇએ ખએત્વદથ કર્યું તેનું રવાંન પાપી હોય તોપણ તેને દોજખમાં નહીં પણ હંમેશ્તગેહાંનમાં મોકલવામાં આવે છે; જો તેનું રવાંન હંમેશ્તગેહાંનને લાયકનું હોય છે તો તેને બેહેશ્તમાં મોકલવામાં આવે છે; શાયસ્ત લા શાયસ્ત કેતાબમાં લખે છે કે, "નાસોઇબુર્ઝ મિત્રોએ જણાવ્યું છે કે, ખએત્વદથ કરવાથી મરગરજાની (દેહાંત દંડની સજાને લાયકના) ગુનાહથી મુક્તિ મેળવી શકાય છે."

તથા ઝાડપાન, ગાયઢોર તથ મેંઢાં અને દાદાર અહુરમઝની બીજી સઘળી ભલી પેદાયશો ખુશનુદ કરી હતી. તેઓએ યજશને તથા દરૂનની ક્રિયા કરી હતી તથા તેઓએ ખોદાતાલાને ખુશનુદ કર્યા હતા તથા તેમની પરસ્તેશ કરી હતી અને તેઓએ મીનો યઝદોની તથા ગેતી (એટલે આ દુન્યાનાં) યઝદોનો લગતી ક્રિયા કરી હતી તથા તેમને ખુશનુદ કીધા હતા, તથા તેઓએ પોતાના ભરથારો તથા સરદારોને ખુશનુદ કીધા હતાં, તેમનાં કહ્યાસર તેઓ ચાલી તેમને માન આપ્યું હતું નથા તેમને તાબેદાર રહી હતી; અને માઝદયસ્ની ધર્મ ઉપર તેઓએ ગુમાંન રાખ્યું ન હતું. સારાં કામો કરવામાં તેઓ ઉદ્યોગી હતાં અને તેઓ પાપથી દુર રહ્યાં હતાં. અને તેઓ મને બુઝર્ગ મરતબાની દેખાઇ."

---

# પ્રકરણ ૧૪ મું.

## ધર્મગુરૂઓ, પાદશાહ પેહેલવાનો અને કારીગરોનાં નેક રવાંનો સાથની વિરાફની મુલાકાત.

યજશને કરનારાઓ તથા માંથ્રવાણી મોહોડે ભણનારાઓનાં રવાંનોને મેં બુલંદ દબદબાવાળાઓમાં રોશન અને મોટા લોકોમાં બુઝર્ગ દીઠાં. અને તે રવાંનો મને બુઝર્ગ મરતબાનાં દીસ્યાં. જેઓએ દિનની સઘળી ક્રિયા કરી હતી તથા ખોદાતાલાની બંદગી કરી હતી તથા ફરમાવી હતી તેમના રવાંનોને મેં દીઠાં કે જેઓ બીજાં રવાંનોથી ચહડતે દરજ્જે બેઠાં હતાં; અને તેમનાં ભલાં કામો આકાશનાં જેવાં ઉંચાં ઉભેલાં હતાં તથા તેઓ મને ઘણાં બુઝર્ગ મરતબાનાં દીસ્યાં. મેં વળી પેહેલવાંનોનાં રવાંનો દીઠાં કે જેઓ પાદશાહોનાં રવાંનો સાથે અતિસ્ય આનંદ તથા ખુશી સાથે ચાલતાં હતાં. અને તે પેહેલવાંનોનાં સારાં બનાવેલાં હથ્યાર તથા બીજો લડાઇનો સાજ સોનાના બનેલાં, ઝવેરાતથી મઢેલાં, શણગાર પામેલાં અને તમામ આરાસ્તે હતાં. તેઓ અજાયબ જેવા સાજ સાથે તથા દબદબા

અને સત્તા તથા ફત્તેહ સાથ હતા. અને તેઓ મને બુઝર્ગ મરતબાનાં દીસ્યાં. દુન્યામાં જેઓએ ઘણાં નુકસાનકારક ખરફસ્તરો માર્યાં હતાં,[1] તેમનાં રવાંનોને પણ મેં દીઠાં. પાણી તથા પવિત્ર આતશોનાં તથા સઘળા આતશોનાં, અને ઝાડોનાં ખોરેહ તથા જમીનનાં ખોરેહ તેમનાં કામોથી હંમેશ વધતાં હતાં અને તેઓ બુલંદ દરજ્જાનાં અને શણગાર પામેલાં હતાં, અને તેઓ મને ઘણાં બુઝર્ગ દરજ્જાનાં દીસ્યાં. મેં વળી ખેડુતોનાં રવાંનોને ભપકા ભરેલી જગ્યાએ અને કીર્ત્તિમંદ અને પાદશાહી કપડાં સાથનાં દીઠાં. તેઓ ઉભા રહીને પાણી તથા જમીન, ઝાડપાન તથા ગોસ્પંદોના યઝદોને નેમાજ કરતા હતા અને તેઓ શુક્રાનાં કરતા, વખાણ ગાતા અને આશિર્વાદ દેતા હતા. તેમનું તખ્ત પણ મોટું છે અને તેઓ જે જગ્યામાં રહે છે તે ભલી છે. અને તેઓ મને બુઝર્ગ દીસ્યાં. વળી મેં કારિગર લોકોનાં રવાંન દીઠાં જેઓએ દુન્યામાં પોતાના હાકમો તથા સરદારોની નોકરી કરી હતી. તેઓ તખ્ત ઉપર બેઠાં હતા કે જે ઉપર સારી રીતે ગાલીચો પાંદરેલો હતો અને જે તખ્ત મોટાં, ભપકા ભરેલાં અને શણગાર પામેલાં હતાં. અને તેઓ મને બુઝર્ગ મરતબાનાં દીસ્યાં."

## પ્રકરણ ૧૫ મું.

### ગોસ્પંદોનું રક્ષણ કરનારાઓ, સારા ન્યાયાધીશો, ખેતીનો વધારો કરનારાઓ વગેરેનાં રવાંનો સાથે વિરાફને થયલી મુલાકાત.

"મેં વળી ભરવાદોનાં રવાંન દીઠાં કે જેઓએ દુન્યામાં ચોપગાં પશુઓ અને મેંઢાંઓને રાખી તેમનું પોશણ કર્યું હતું. અને વરૂ તથા

---

૧. અવસ્તા તથા પેહેલવી લખાણોમાં જણાવવા મુજબ એક પાપી મરદ પોતાના ગુનાહની તોજેશ દાખલ ઘણાં નુકસાનકારક જાનવરોને મારી નાખે તો તેથી તે પોતાના પાપની સજામાં પેલી દુન્યામાં કેટલોક ઘટાડો કરવાને શકિતવાન થાય છે.

ચોર અને જુલમગાર શખ્શોથી તેમનું રક્ષણ કર્યું હતું. તેઓ નિયમસર તેમને પાણી તથા ઘાસ આપતા અને સખ્ત થંડી તથા ગરમીથી તેમનું રક્ષણ કરતા અને સરેશ્તા મુજબ વખતસર નર જાનવરોને તેમની માદા-પાસે જવા દેવામાં આવતાં અને કવખતે તેમને માદા પાસે જતાં પરેહજ રાખવામાં આવતાં જેથી તે વખતનાં માણસોને ઘણો મોટો ફાયદો, નફો તથા લાભ તેમજ ખોરાક અને કપડાં મળતાં હતાં. તે ભરવાદોનાં રવાંનો ભપકાભરી બુલંદીથી મોટી ખુશાલી અને રામશની સાથે રોશન ચેહેરે ચાલતાં હતાં અને તેઓ મને ઘણાં બુઝર્ગ મરતબાનાં દીસ્યાં. મેં વળી ઘણાં સોનેરી તખતો, સુંદર ગાલીચા અને તકયાઓ ભપકાદાર કપડાંથી શણગારેલાં દીઠાં જેમની ઉપર ઘરધણીઓ અને ન્યાયાધીશોનાં રવાંનો બેઠેલાં હતાં, જેઓ ગામડાંનાં કુટુંબોનાં વડા હતા અને દયા સાથે સત્તા વાપરતા હતા અને વેરાંન જગ્યાને આબાદ કરતા; તેઓએ વળી ખેતીના સુધારા તથા આબાદાની માટે પાણીઓનાં ફાયદા માટે ઘણી નેહેરો, વાવો તથા કુંવારાઓ બનાવ્યા હતા.[1] તેઓ પાણી તથા ઝાડપાણનાં ફરોહરો તથા અશો લોકોનાં ફરોહરો આગળ મોટી હીંમત તથા ફત્તેહ સાથે ઉભાં રેહે છે, તેઓ તેમની આફ્રીન તથા સેતાયશ કરે છે તથા તેમનાં શુક્રાના કરે છે. અને તેઓ મને ઘણાં બુલંદ દરજ્જાનાં દીસ્યાં. વળી મેં દીન ઉપર ઓસ્તવાર રહેલાં, દીન શિખાડનારા અને દીનની ખોળ કરનારાઓનાં

---

૧. જમીન ફળદ્રુપ કરી તેને આબાદ કરવી એ કામ જરથોસ્તી ધર્મમાં સર્વેથી ઉત્તમ ગણ્યું છે. વંદિદાદની ત્રીજી પરગરદમાં દાદાર અહુરમઝદ કહે છે કે, જે કોઇ અનાજ, ઘાસચારા અને ફુલફલાદીની ખેતી કરે છે, જે જમીન તરફ પાણીની તંગી હોય ત્યાં પાણી પુરૂં પાડે છે તેમજ જે જમીન ઉપર પાણીની ઘણીજ રેલ ચાલતી હોય તેને સુક્કી કરે છે તે શખ્સ જમીનને ખુશી કરે છે. જેમ એક ખુબસુરત કન્યા ફરઝંદ અને ભરથાર વિના અસુખી ગણાય છે તેજ પ્રમાણે વેરાંન જમીન જ્યાં ખેતી ચાલતી નથી તે જમીન પણ અસુખી છે. જે ધણી ખેતી કરશે તે તેના બદલામાં તરેહવાર પ્રકારનો ખોરાક મેળવી શકશે, પણ જે ધણી ખેતી ન કરશે તેને લોકોને બારણે ભિક્ષા માગવી પડશે. "જે ધણી અનાજની વાવણી કરે છે તે ગોયા અશોઇની વાવણી કરે છે અને તેથી માઝદયસ્ની દીનની ચહડતી થાય છે."

રવાંનોને મોટી ખુશાલી સાથે એક ભપકા ભરેલાં તખ્ત ઉપર દીઠાં. અને તેઓ મને ઘણાં બુઝર્ગ દરજ્જાનાં દીસ્યાં. વચે પડી ટંટો દુર કરાવનારાઓ અને સુલેહ કરાવનારાઓનાં મિત્રાચારી ભરેલાં રવાંનો પણ મેં દીઠાં જેઓ તે (કામો) થી સેતારાઓ, માહાતાબ તથા ખુરશેદનાં જેવો પોતાનો પ્રકાશ હંમેશ વધારતાં હતાં, અને તેઓ આકાશી રોશનીમાં ખુશાલી સાથે ફરતાં હતાં. વળી મેં અશો લોકોની સર્વથી ઉત્તમ દુનિયાં દીઠી જે ઘણીજ રોશની તથા ફરાખીવાલી, તથા ઘણી મીઠી સુગંધવાળી તથા તમામ શૃંગારવાળી છે, તમામ વખાણુવાળી અને પ્રકાશીત, પુર ચળકાતવાળી તથા દરેક પ્રકારની ખુશી અને દરેક પ્રકારની રામશનીથી ભરેલી છે કે જે ખુશી તથા રામશનીનો પારજ નથી."

---

## પ્રકરણ ૧૬ મું.

### દોજખના જેવી એક ભયંકર નદી આગળ વિરાફનું પોહોંચવું–તે નદી ઓળંગવાને કેટલાંક રવાનોનું અશકતપણું–સરોશ તથા આદર યઝદે તે માટે કરેલો ખુલાસો–ગુજરેલાંઓ પાછળ રડવું અને કલાપીત કરવી ધર્મ વિરૂદ્ધ છે.

"વળી અશો સરોશે તથા આદર યઝદે મારો હાથ પકડયો અને હું ત્યાંથી આગળ ચાલ્યો. હું એક જગ્યાએ આવ્યો અને એક મોટી નદી દીઠી, જે ભયંકાર દોજખના જેવા ઉદાસ આકારની હતી; તે નદી ઉપર ઘણાં રવાંનો તથા ફરોહરો હતાં અને તેમનાંમાંનાં કેટલાંક તેને પાર કરવાને શકિતવાન ન હતાં, બીજા કેટલાંકે તે મોટી મુશ્કેલીથી પાર કરી હતી, અને કેટલાંક સેહેલાઇથી પાર કરી ગયાં હતાં. મેં પુછયું કે 'આ નદી કઇ છે? અને આ લોકો જે આટલાં દુ:ખી થઇને ઉભાં છે, તેઓ કોણ છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ નદી ઘણાંક

આંસુઓથી બનેલી છે કે માણસો ગુજરેલાંઓને માટે રડતી વખતે તથા કલાપીત કરતી વખતે આંખમાંથી પાડે છે. લોકો ધર્મ વિરૂદ્ધ એ આંસુ પાડે છે અને તે આંસુઓ આ નદીમાં એકઠાં થઇને વધી જાય છે. જેઓ આ નદી ઓળંગવાને શકિતવાન નથી તેઓ તે રવાનો છે કે જેમને માટે તેમના ગુજરવા પછી ઘણાંજ કલાપીત અને રૂદનો થયાં હતાં; અને જેઓ વધુ સેહેલાઇથી તે નદી ઓળંગે છે તેઓ તે રવાંનો છે કે જેમને માટે ઓછાં કલાપીન અને રૂદનો થયાં હતાં, દુનિયાનાં લોકોને જાહેર કરજે કે–'તમે લોકો દુનિયામાં હોવો ત્યારે ધર્મ વિરૂદ્ધ રડવું તથા કલાપીત કરવી નહીં, કારણકે જેટલી કલાપીત તથા રૂદન થાય છે એટલી મુશ્કેલી અને ઇજા તમારાં ગુજરેલાંઓનાં રવાંનોને થાય છે.'"

---

## પ્રકરણ ૧૭ મું.

### વિરાફનુ ચિન્વત પુલ ઉપર જવું–એક પાપી રવાનની બેહદ મુશ્કેલી–તે રવાનની કેરદાર તરફથી તેને જણાવવામાં આવેલાં કારણો–સેવટે તે રવાનનું અંધારાં દોજખમાં જઇ પડવું.

"હું પાછો ચિન્વત પુલ ઉપર આવ્યો અને મેં પાપી લોકોનાં રવાંનોને દીઠાં, જેઓ પેહેલી ત્રણ રાત એટલી બધી નુકશાની અને દુઃખ ભોગવે છે કે તેવું દુનિયામાં તેઓએ કદી દીઠું ન હતું. મેં અશો સરોશ તથા આદર યઝદને પુછ્યું–'આ રવાંન કોણનું છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "આ પાપી રવાંન જે જગ્યાએ તે મરણ પામ્યો હતો ત્યાં, જે જગ્યાએ તેણે પ્રાણ મેલ્યો હતો ત્યાં ભટકે છે અને આ પ્રમાણે ગાથાના શબ્દો બોલે છે–'દાદાર અહુરમઝદ હું કઇ જમીન તરફ જાઉં છું? તથા મને શું પનાહ (આશરો) મળે છે?' એક માણસ પોતાની આખી જીંદગી વચ્ચે જેટલી મુશ્કેલી તથા સંકટ પામે છે એટલી મુશ્કેલી

અને સંકટ તે (ત્રણ) રાતમાં ભોગવે છે. વળી એક ગંધ મારતો પવન તેને મળવા આવે છે; તે રવાંનને એમ લાગે છે કે તે પવન ઉત્તર તરફથી દેવોનાં રેહેઠાણ[1] તરફથી આવે છે; જેના કરતાં વધુ ગંધીલો પવન તેણે દુનિયામાં દીઠો ન હતો. તે પવનમાં તેણે પોતાનાં કરતુકો અને કેરદારને એક નાગી, કોહી ગયલી, ગંધ મારતી, ગુંટણના હાડકાં બાહર નિકળી આવેલાં એવી મુરદાલ જાંગવાળી, બેહદ દાધવાલી વેશ્યા ઓરતના આકારમાં દીઠાં, કે જે દાધો ભયંકાર, ઘણાં ગલીચ અને ઘણાં ગંધ મરતાં ખરફસ્તરોની મીસાલે દાધોની ઉપર બીજા દાધો પડેલા હતા.'

"વળી તે પાપી રવાંન બોલ્યું કે 'તું કોણ છે? તું કે જેનાં કરતાં દાદાર અહુરમઝદ અહેરેમનનાં પ્રાણીઓમાંથી કોઇને પણ વધુ કદરપું અથવા વધુ ગલીચ, અથવા વધુ ગંધ મારતું મેં કદી દીઠું નથી?' તેણીએ તેને કહ્યું-'ઓ બદ વિચારો, બદ સુખનો, બદ કામો તથા બદ મહજબના જવાન! હું તારાં બદ કરતુક છું. તારી ઇચ્છા અને તારાં કામોને લીધે તને દેખાય છે તેમ હું ભયંકર, દુષ્ટ, પાપી અને રોગીષ્ટ, કોહેલી અને ખરાબ વાસની, કમનસીબ તથા દુઃખી છું. કોઇને યજશને અને દરૂનની ક્રિયા કરતો, દાદાર અહુરમઝદની ન્યાએશ તથા બંદગી કરતો, અને પાણી તથા આતશ, ગોસ્પંદ તથા ઝાડપાન અને બીજી ભલી પેદાયશોની સંભાળ કરતો, તથા તેમનું રક્ષણ કરતો જયારે તું જોતો ત્યારે તું અહેરેમન તથા દેવોની મરજી મુજબ ચાલતો અને અધર્મનાં કામો કરતો હતો. અને જ્યારે કોઇને તું-દુરથી અને નજદીકથી આવેલાં ભલાં અને લાયકીવાલાં લોકોની સારી રીતે પરોણાગતથી તેમને ઘટતી રીતે બક્ષેસ તથા દાન તરીકે કાંઇ આપતાં-જોતો ત્યારે તું પૈસાનો લોભી થઇ તારો દરવાજો બંધ કરતો હતો. જો કે હું અપવિત્ર ગણાઇ છું. (યાને મને દુષ્ટ વિચારવામાં આવી છે) તો પણ તારેથી હું વધુ અપવિત્ર ગણાઇ છું; અને જો કે હું

---

૧. અહેરેમન તથા દેવોનું ખાસ મકાન ઉત્તર દિશાએ આવેલું ધારવામાં આવે છે (જુઓ વંદિદાદ પરગરદ ૧૯ મી-ફકરો ૧ લો), અને દોજખ પણ એજ ઠેકાણે આવેલું ધારવામાં આવે છે (જુઓ મઈન્યો-ઇ-ખેરદ પ્રકરણ ૪૯ મું ફકરા ૧૫-૧૭.)

ભયંકર ગણાઇ છું. તોપણ તારાં કરતુકોથી હું ભયંકર ગણાઇ છું; જો કે હું બ્હીકણ છું, તો પણ તારેથી હું વધુ બ્હીકણ થઇ છું; જો કે દેવોના ઉત્તર તરફના મુલકમાં હું વસેલી છું, તોપણ તારેથી વધુ ઉત્તર તરફ વસનારી થઇ છું. આ બદ વિચારો, આ બદ સુખનો અને આ બદ કામો જે પ્રમાણે તું ચાલ્યો તેને લીધે મારો એવો હાલ થયો છે. ધનામીનોની તારી બદ પુસેંશ અને બદ દુવામાં મને શ્રાપ દેવાયા હતાં."

પછી તે પાપી માણસનાં રવાંને પેહેલું દુસ્મત (બદ વિચારની જગ્યા) ઉપર, બીજું પગલું દુજુખ્ત (બદ સુખનની જગ્યા) ઉપર અને ત્રીજું પગલું દુજવસ્ત (બદ કામોની જગ્યા) ઉપર મેલ્યું અને ચોથે પગલે તે દોજખમાં દોડી ગયું.

---

## પ્રકરણ ૧૮ મું.

### દોજખની વિરાફે લીધેલી ભેટ—તેમાં પડતી સખત થંડી તથા ગરમી અને ટીપણી-તેમાં નિકળતી માણસને ગુંચવાવી નાખનારી સખ્ત ગંધ-હરેક પાપી રવાનની એકલવાયિ હાલત.

"વળી અશો સરોશ તથા આદર યઝદે મારો હાથ પકડયો, તેથી વગર ઇજાએ હું આગળ વધ્યો. એ રીતે મેં થંડી અને ગરમી, ટીપણી તથા દૂરગંધ દીઠાં જે (થંડી, ગરમી, ટીપણી તથા દૂરગંધ) એટલાં બધાં જોશમાં હતાં કે જેવાં મેં દુનિયામાં કદી દીઠાં ન હતાં તેમ સાંભળ્યાં પણુ નહીં હતાં. અને જ્યારે હું આગળ વધ્યો ત્યારે એક ઘણીજ સાંકડી તથા ભયંકર જગોએ ઉતરતાં એક અતિશય ધાસ્તીકારક ખાહીનાં જેવાં દોજખનાં ગડપ કરી જવાંની રાહ જોતાં જડબાં મેં દીઠાં. અંધારાંમાં તેનો દેખાવ એવો તે ડરામણો લાગે છે કે હાથ પકડીને ચાલવાની અગત છે, અને ત્યાં એટલો

બધો દૂરગંધ હોય છે જે દરેક જણનાં નાકમાં હવા પ્રવેશ કરે તે ફાંફાં મારવા પડશે, આંચકા ખાશે, અને પડી જશે; અને એવું સખત બંદીખાનું કોઇથી પણ સહન થઇ શકાય નહીં. અને ત્યાંનો દરેક જણ વિચારે છે કે હું એકલો છું—અને જ્યારે ત્રણ દિવસ તથા રાત પસાર થાય છે ત્યારે તે બોલે છે કે 'પેલાં ૯૦૦૦ વરશ સંપૂર્ણ થયાં છે અને તો પણ કોઇ મને છોડતું નથી.'[૧] દરેક ઠેકાણે નાનાં નુકસાનકારક ખરફસ્તરોબી પાહાડો જેટલાં ઉંચાં દીસે છે, અને તેઓ પાપીઓનાં રવાનોને એટલાં બધાં ચીરે છે અને પકડે છે, તથા દુઃખ દે છે કે જેમ એક કુત્રો એક હાડકાં સાથે કરે છે. ખુબસુરત અશો તથા ફ્રેતેહમંદ સરોશ તથા આદર યઝદની સાથે મેં તે જગ્યા સેહેલાઇથી પસાર કીધી."[૨]

---

૧. પાછળાં પેહેલવી તથા ફારસી લખાણોમાં એવો વિચાર છે કે નવ હજાર વરશપછી અહેરેમનનો દોર પુરો થશે અને તે વખતે રસ્તાખેજ અથવા કયામત થશે—જે વખતે દોજખમાંનાં પાપી રવાનોનો છુટકો થશે. પાપી રવાનને એટલો બધો કંટાળો છે કે ત્રણ દીવસ તેને ૯૦૦૦ વરશ જેવાં લાગે છે.

૨. દાદેસ્તાને દિનિના ૨૭ મા બાબ મધે દોજખનું વર્ણન નીચે મુજબ આપે છે:—

તે જમીનમાં ઘણુંજ ડુબેલું, ઉંડું અને ખાહી જેવું, ઘણુંજ અંધારૂં ઘણુંજ ગંધ મારતું અને ઘણુંજ ભયંકર, ઘણીજ કંગાળ હૈયાતીવાળાઓ તથા દેવ દરૂજોની ઘણીજ ખરાબ જગા અને ગોફો છે. ત્યાં કાંઇબી આરામ, મજાહ કે ખુશાલી નથી, પણ તેમાં સઘળી ગંધ, કીચલ, દુઃખ, સજા, સંકટ, બેહદ ખરાબી અને વેદના છે અને તે એટલા બધાં મોટાં પ્રમાણમાં હોય છે કે, દુન્યામાં જે ગંધ, કીચલ, દુઃખ અને સંકટ હોય છે તેની સાથે તો તેની સરખામણી પણ થઇ શકે નહીં. દુન્યા ઉપરની ઘણી ભયંકર આફતો કરતાં વધુ ભયંકર આફત ત્યાં હોય છે; દેવો શરીર ઉપર જે સખ્ત જાસ્તી ગુજારે છે તે કરતાં પણ શરીરમાંનાં રવાન ઉપરની સજાનો ભય વધુ ભયંકર હોય છે. રવાંન જેમનું રેહેઠાંણ થાય છે તેમનાથી એટલે કે દેવો અને અંધારાથી સજા પામે છે કે જેમનો સરદાર મોહોતકારક અહેરેમન છે. દસ્તુરો કહી ગયા છે કે, કેટલીક ચીજો ધારતી ઉપજાવનારી છે પણ દોજખ તો તે ધારતી કરતાં વધુ ખરાબ છે.

બુન્દેહેશના ૨૮ મા બાબમાં કહે છે કે, દોજખના થંડા, સુકા, પથ્થર જેવાં અને અંધારા માહેલા ભાગ વિષે એમ કહે છે કે, ત્યાં અંધારૂં એવું છે કે, એક વેંહેંત જેટલી જગામાં હજાર માણસોને રાખી સજા થતી હોય તો પણ તેમાંનો દરેક જણ એમજ સમજે છે કે તે એકલવાયો છે.

## પ્રકરણ ૧૯ મું.

### ગુલામબારગી કરનાર એક પાપીનું રવાન–તેનાં મોહડાં તથા આખાં શરીર ઉપર સાંપોનો મારો.

"એ પછી હું એક જગ્યાએ આવ્યો અને એક માણસનું રવાંન દીઠું, જે માણસનાં પાછળ છુપા ભાગમાં એક ભારવટયાં જેવો લાંબો સાંપ પસાર થઇને મોહોડાંમાંથી બાહેર પડતો; અને બીજા ઘણાં સાંપો હંમેશ તેનાં સઘળા અવયવોની આસપાસ વિંટળાયલાં હતા. મેં અશો સરોશ તથા આદર યઝદને પુછયું કે 'આ રવાંનથી શું પાપ થયું હતું કે તેને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે 'આ તે પાપી માણસનું રવાંન છે કે જેણે દુનિયામાં ગુલામબારગી કરી હતી, અને એક માણસને પોતાનાં શરીર ઉપર આવવા દીધો હતો. હવે એ રવાંનને આવી સખત સજા ખમવી પડે છે.'"[1]

---

## પ્રકરણ ૨૦ મું.

### એક પાપી ઓરતનું રવાન–દસ્તાન વખતે પાણી તથા આતશને અડકવાનો ગુનાહ.

"પછી હું એક જગ્યાએ આવ્યો જ્યાં મેં એક ઓરતનું રવાંન દીઠું જેણીને માણસોના નસા તથા ગલીચીનાં પુશ્કલ પ્યાલાં પીવાને

---

૧. દાદિસ્તાને દિનિમાં લખે છે કે, કુદરતના કાયદાથી ઉલટી રીતે સંબંધ કરનાર એવા શખ્સની સાથે બેસવું ઉઠવું કે ખાવું પીવું નહીં, પણ તેને તે પાપી વળણથી ફેરવવા માટે શિખામણના સુખનો દુરથી કેહેવા. એવો શખ્સ મરણ પામે ત્યારે તેની પાછળ કશી ક્રિયા કરવી નહીં, પણ જો તેણે પોતાનાં પાપનો ઘણોજ પસ્તાવો ખરાં દીલથી કર્યો હોય તોજ તેને માટે ક્રિયા થઇ શકે. એવાં પાપી માણસને ત્રણ મરતબે સમજાવવા છતાં તે પોતાના પાદશાહના અને દીનના હુકમ વિરૂધ્ધ એ ગુનાહથી પાછો નહીંજ ફરે તો તેને મારી નાખવો એ ઘણું સારૂં કામ છે.

મળતાં હતાં મેં પુછ્યું–'આ ઓરતે શું પાપ કીધું હતું કે તેણીનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?'–અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણી કાયદા વિરૂદ્ધ તથા દીનના ફરમાનથી ઉલટી ચાલીને દસ્તાન વખતે પાણી તથા આતશની નજદીક ગઇ હતી.'"[1]

---

## પ્રકરણ ૨૧ મું.

### એક અશો મરદને મારી નાખનાર પાપીનું રવાન–તેને તેની ખોલ ઉતારવાની સજા.

"મેં પછી એક માણસનું રવાંન દીઠું જેનાં માથાં આગળની ચામડીની ખોલ ઉતારવામાં આવતી હતી અને ઘાતકી માર તેને મારવામાં આવતો હતો. મેં પુછ્યું કે–'આ માણસે શું ગુનાહ કીધો હશે કે તેનાં રવાંનને આવી સજા ખમવી પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે જણાવ્યું કે–'આ રવાંન તે પાપીનું છે કે જેણે દુનિયામાં એક અશો મરદને કાપી નાંખ્યો હતો.'"

---

## પ્રકરણ ૨૨ મું.

### દસ્તાનવાલી ઓરત સાથે સંબંધ કરનાર એક પાપીનું રવાન–તેને ઓરતનું દસ્તાન તથા ગલીચી પીવાની સજા.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું તેનાં મોહોડાંમાં ઓરતનું દસ્તાન તથા ગલીચી નાખવામાં આવતી હતી તથા તે પોતાનાં બાળકને

---

૧. અવસ્તા અને પેહેલવી લખાણો મુજબ—દસ્તાનવાલી ઓરતની જગ્યા આતશ, પાણી, તથા ઝાડપાનથી ઓછામાં ઓછી ૩૦ કદમ દૂર સુક્કી હોવી જોઇએ. તેણીને પાણીને અડકવાની મનાઇ છે, જેથી એવું ફરમાવ્યું છે કે તેણીએ હાથે દસ્તાના પેહેરી ચમચા વડી ખાવું. તેણીનાં ખાવાનાં વાસણ ધાતુનાં રાખવાં, જે તેણી ખાઈ રહે પછી બીજા માણસોએ સાફ કરવાં અને દસ્તાનવાલી ઓરતે નહીં, કારણ કે તેણીને પાણીને અડકવું પડે.

ગોયા ખાતો હતો. મેં પુછયું કે–'આ માણસે શું પાપ કરયું છે કે તેના રવાંનને આવી સખત સજા ખમવી પડે છે છે?'–અશો સરોશ અને આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી માણસનું છે કે જે દુનિયામાં દસ્તાનવાળી ઓરત સાથે હમખીસ્તર થયો હતો અને દરેક વખતે તેણે એવો સંબંધ કરયો હતો તે દરેક વેળા સાડા પંદર તનાફુર[1] જેટલું પાપ તેણે કરયું હતું.'"[2]

---

## પ્રકરણ ૨૩ મું.

### બાજ ધરવા વિના તથા વાત કરતાં ખાવા તથા પીવાનો ગુનાહ–અને તે માટેની સખ્ત સજા.

"મેં વળી એક માસણનું રવાંન દીઠું જે ભુખમરા અને તરસને લીધે હંમેશાં બુમ મારતો કે–'હું મરી જઇશ' અને તે હંમેશાં પોતાનાં બાલ તથા દહાડીને ટુંપી કહાડી લોહી પીતો હતો, અને પોતાના મોહડાંમાંથી

---

૧. પેહેલવી રેવાયત મુજબ ૧ તનાફુર ગુનાહ ૩૦૦ 'સ્તીર'ના વજનનો છે અને દરેક 'સ્તીર' ચાર દીરમ જેટલો થાય છે. દીરમની કીંમત નકકી નથી, પણ એક ફારસી લખાણમાં જે પાંચ જાતનાં લગ્ન વર્ણવ્યાં છે તેમાં પેહેલા વર્ગની કન્યાને રીત દાખલ રૂપાંના ૨૦૦૦ દીરમ અથવા રૂ. ૨૩૦૦ અને સવાબે તોલા સોનું આપવાનું ફરમાન આપ્યુ છે તે ઉપરથી એક તનાફુર ગુનાહનો દંડ રૂ. ૧૩૫૦ થી ૧૩૬૦ ની વચે પડવા જાય છે અને તેથી સાડાપંદર તનાફુર ગુનાહનો દંડ વીસ હજાર રૂપિયાને સુમારે થવા જાય છે–પાછલાં લખાણો મુજબ એટલો દંડ ભરી ફરીથી ગુનાહ ન કરે તો આગળો ગુનાહ માફ થાય છે.

૨. વંદિદાદની સોલમી પરગરદમાં દાદાર અહુરમઝદને સવાલ કરવામાં આવે છે કે જે કોઇ શખ્સ જાણી જોઇને ઘડી ઘડી દસ્તાનવાલી ઓરતને અડકે તો તેને માટે શું સજા છે? એના જવાબમાં દાદાર અહુરમઝદ કહે છે કે, પેહેલી વારના ગુનાહ માટે ૩૦, બીજીવાર માટે ૫૦, ત્રીજીવાર માટે ૭૦ અને ચોથીવાર માટે ૯૦ ફટકા ઘોડાના ચાબકાથી–સ્રઓષોચરનથી તે ગુનેહગારને મારે. દાદાર અહુરમઝદ કહે છે કે દસ્તાનવાલી ઓરત સાથે સંબંધ કરનાર શખ્સ ગોયા પોતાનાં તનથી જન્મેલા છોકરાને ભાલાથી મારી નાખીને તેની લાસને બાળી નાખે છે અને તેની ચરબી આતશમાં નાખે છે. એવો પાપી દેહાંત દંડની સજાને લાયક છે.

ફીણ કહાડતો હતો. મેં પુછ્યું—'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હશે કે તેના રવાંનને આવી સજા ખમવી પડે છે?'—અશો સરોશ તથા આદર યઝદે કહ્યું—'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં ખાતી વખતે વાતો કરી હતી અને દીનની સરિયતથી ઉલટી રીતે ખોરદાદ અમશાસ્પંદનું પાણી પીધું હતું અને અમરદાદ અમશાસ્પંદનો ભાજીપાલો ખાધો હતો અને બાજ ધરી ન હતી.—તથા ગુનાહ ભરી રીતે તેણે આરાધના કરી ન હતી અને એવી રીતે ખોરદાદનાં પાણી તથા અમરદાદના ભાજીપાલા તરફ તીરસ્કાર બતાવ્યો હતો. હવે એ રવાંનને આવી સખત સજા ખમવી પડે છે."[૧]

---

## પ્રકરણ ૨૪ મું.

### ભરથારને તજી દઇ જનાકારી કરનાર ઓરતને સખ્ત સજા.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું જેણીને તેણીનાં આંચળથી દોજખમાં લટકાવેલી હતી, અને તેમાનાં (દોજખનાં) નુકસાનકારક ખરફસ્તરો તેણીનાં આખાં શરીરને બાઝેલાં હતાં. મેં પુછ્યું—'આ ઓરતનાં તનથી શું ગુનાહ થયો છે કે તેણીનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે—'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણી દુનિયામાં પોતાના ભરથારને છોડી ગઇ હતી—અને બીજા માણસોને પોતાનું તન સ્વાધીન કરી જનાકારી કીધી હતી.'"

---

૧. દાદેસ્તાને દિનિનાં ૭૯ મા પ્રકરણમાં જણાવે છે કે, જમતાં તથા પીતાં બાજ ધરવી, પણ જમતાં અથવા પીતાં વાત કરવી એ ભયંકર ગુનાહ છે. વાત કરીને જેટલા બુક ખાવામાં આવે અથવા પાણીના ગોટ ગળાય એટલા દરેક બુક અથવા ગોટ દીઠ ત્રણ "સ્તીર"નાં વજનનું પાપ થાય છે; તેમજ જમતાં જમતાં જેટલા શબ્દો બોલાય તે દરેક શબ્દ દીઠ ત્રણ "સ્તીર"નો ગુનાહ થાય છે. વાત કરતાં કરતાં અને બાજ ધરવા વિના ખાવા તથા પીવાના ગુનાહને "દરાયાંન-ગૃઇશ્નીહ" કરે છે. "સ્તીર" વિષે જુઓ ઉપરની નોટ. શાયસ્ત લા શાયસ્તના પાંચમા બાબ મુજબ નાવર થયલો જો ખાતાં પીતાં વાતચીત કરે તો દરેક બુક અથવા દરેક ગોટ દીઠ "તનાફુર" ગુનાહ છે, પણ જે નાવર થયલો ન હોય તે જો તેમ કરે તો તે ગુનાહ ત્રણ "સ્રઓષોચરનાંમ" ગુનાહ છે. "સ્રઓષોચરનાંમ" માટે જુઓ પેજ ૧૨ નોટ પેહેલી અને "તનાફુર" માટે જુઓ પેજ ૧૨ નોટ બીજી.

## પ્રકરણ ૨૫ મું.

### ઉઘાડે પગે અને ઉઘાડે અંગે ફરવાનો તથા ઉભા રહી પીશાબ કરવાનો ગુનાહ.

"મેં વળી કેટલાંક માણસો અને કેટલાંક ઓરતનાં રવાંનો દીઠાં, જેમનાં પગો તથા ગરદનો અને વચલા ભાગોને એક ખરફસ્તર હંમેશ કરડતું અને તેમને (ભાગોને) એક બીજાથી દૂર પાડતું હતું. મેં પુછ્યું–'આ લોકોનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાંનોને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું–'આ રવાંનો તે પાપીઓનાં છે કે જેઓ દુનિયામાં જોડા વગર ફરયાં હતાં, ઉંઘાડે આંગે ફરયાં હતાં, પગ ઉપર (ઉભા રહીને) પીશાબ કરી હતી[1] અને બીજી દેવોની ક્રિયા કરી હતી.'"

---

## પ્રકરણ ૨૬ મું.

### ભરથારને ધીક્કારનાર, નાફરમાન થનાર અને ગાળો દેનાર પાપી ઓરતનું રવાન.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું–જેણી હંમેશ પોતાની જીભ પોતાની ગરદન ઉપર લંબાવતી હતી, અને તેણીને હવામાં લટકાવેલી હતી. મેં પુછ્યું–'આ રવાંન કોણનું છે?'–અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિયામાં પોતાનાં ભરથારને અથવા ધણીને ધિક્કાર્યો હતો, અને બદ દુવા ચાહી હતી, અને ગાળો દીધી હતી તથા નાફરમાન થઇ હતી.'"

---

૧. ઉંઘાડે દીલે ફરવા, ઉંઘાડે પગે ચાલવા તથા ઉભા રહી પીસાબ કરવાના ગુનાહ માટે વંદિદાદની ૧૮ મી પરગરદમાં જણાવેલું છે કે, ઉભા રહીને પીસાબ કરે અને તેથી પગ ઉપર પીસાબના છાંટા ઉડે તે ગુનાહ ભરેલું છે. પેહેલવી સરેહ કરનાર કહે છે કે એ ગુનાહ "તનાફુર" જેટલો છે. વળી એજ પરગરદમાં આગળ ચાલતાં જણાવવામાં આવે છે કે, ઉંઘાડે દીલે અથવા ઉંઘાડે પગે ચાલવું ગુનાહ ભરેલું છે. પેહેલાં ત્રણ કદમ માટે ત્રણ "સ્રઓષોચરનાંમ" જેટલો અને ચોથાથી "તનાફુર" જેટલો ગુનાહ લાગે છે.

## પ્રકરણ ૨૭ મું.

### ઠગારા વેપારીઓ તથા ધંધાદારીઓનાં પાપી રવાનો.

"મેં વળી એક મરદનું રવાંન દીઠું જેને હંમેશાં ધુળ તથા ખાક 'કફીજ'[૧] તથા 'દૂલક' થી[૨] ભરવાની ફરજ પાડવામાં આવતી અને તે તેને ખાવા આપવામાં આવતું હતું. મેં પુછ્યું–'આ માણસથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાંનને આવો અજાબ ખેંચવો પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું–'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં ખરૂં 'કફીજ' કે ખરૂં 'દૂલક' યા ખરૂં જોખ કે લંબાઇનું માપ રાખ્યું ન હતું–તેણે દારૂમાં પાણી ભેળ્યું હતું, અનાજમાં ધુળ નાખી હતી અને લોકોને મોંઘી કિંમતે તે વેચ્યું હતું–અને લોકો પાસેથી કાંઇ ચોરયું હતું અથવા જબરીથી મેળવ્યું હતું.'"

---

## પ્રકરણ ૨૮ મું.

### નિર્દય તથા ઘાતકી હાકમનું પાપી રવાન.

"વળી મેં એક માસણનું રવાંન દીઠું–જેને હવામાં લટકાવેલો હતો અને પચાસ દેવો હંમેશ તેને આગળથી તથા પાછળથી દંખ મારતા સાંપો વતી મારતા હતા. મેં પુછ્યું કે–'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેને આવો અજાબ ખેંચવો પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું 'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં ગેર રીતે હાકમી ચલાવી હતી,–અને તે માણસો તરફ નિર્દય અને ઘાતકી હતો તથા તરેહવાર જાતની વેદના અને સજા તેમને કરતો હતો."

---

૧. "કફીજ"ને ૬૪ રતલના માપનો સમાવેશ કરનાર માપ તરીકે ઓળખવામાં આવ્યું છે–જે ઈંગ્રેજી 'બુશલ' સાથે લગભગ મળતું આવે છે

૨. "દૂલક" એ માપનું નામ છે પણ તે શું હતું તે જણાયું નથી.

## પ્રકરણ ૨૯ મું.

### નિંદા કરનાર તથા અઠડાવી મારનાર શખ્સનું પાપી રવાન.

"મેં પછી એક માણસનું રવાંન દીઠું, જેની જીભ તેનાં દાચાંની બાહેર નિકળી આવેલી હતી અને ખરફસ્તરો હંમેશાં તેને કરડતાં હતાં. મેં પુછ્યું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે માણસનું છે કે જેણે દુનિયામાં નિંદા કરી હતી તથા લોકોને એક બીજા સાથે અઠડાવી મારયાં હતાં અને તેનું રવાંન આખરે દોજખની તરફ નાહઠું હતું'."

---

## પ્રકરણ ૩૦ મું.

### જોઇએ તે કરતાં વધુ ગોસ્પંદો કાપવાનો ગુનાહ.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેના અવયવો હંમેશાં ભાંગીને એક બીજાથી છુટા પાડવામાં આવતા હતા. મેં પુછ્યું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?'–અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી મરદનું છે કે જેણે ગાય, ઢોર અને ગોસ્પંદો તથા બીજા ચોપગાં જાનવરો દીનની સરિયતથી ઉલટી રીતે ક્રિયા કરવા વગર કાપ્યાં હતાં."[1]

---

## પ્રકરણ ૩૧ મું.

### પોતાની દોલતને નહીં વાપરતાં કંજુસાઇ કરવાનો ગુનાહ.

"મેં વળી એક માણસનું રવાંન જોયું જે માથાંથી તે પગ સુધી શીકંજા ઉપર લાંબો થઇને પડેલો હતો અને હજારો દેવો તેના ઉપર પડી

---

૧. સ્તુદગર ચષ્ટમાં જણાવે છે કે જે કોઇ ગેરકાયદે ગોસ્પંદો કાપે છે, તેને તે ગોસ્પંદનો દરેક બાલ એક તિક્ષણ તરવાર જેવો થઇ પેલી દુન્યામાં મારે છે.

તેને કચડી નાખતા હતા તથા ભારી ગજબ અને સખ્તી તેના ઉપર ગુજારતા હતા. મેં પુછ્યું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હશે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું. કે–'આ રવાંન તે માણસનું છે કે જેણે દુનિયામાં ઘણી દોલત ભેગી કરી હતી અને તે તેણે પોતાને માટે વાપરી નહીં અને અશો માણસને તેનો હીસ્સો આપ્યો નહીં અથવા મેળવવા દીધો નહીં પણ તેને ભરી રાખી હતી.'"[૧]

---

## પ્રકરણ ૩૨ મું.

### એક આળસુનું રવાંન–ગોસ્પંદને ઘાસ નાખવાનો બદલો.

"મેં વળી આળસુ માણસનું રવાંન દીઠું જેને દવાનોશ કરી કહેતા હતા–તેનાં આખાં શરીરને ખરફસ્તરો કરડતાં હતાં પણ જમણા પગને તેઓ કરડતાં નહીં હતાં. મેં પુછ્યું કે–'આ માણસથી શું ગુનાહ થયો હતો?'–અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન આળસુ દવા-નોશનું છે જેણે તે જ્યારે દુનિયામાં હતો ત્યારે એકપણ સારૂં કામ કરયું ન હતું પણ આ જમણા પગ વતી એક હળ ખેંચતા બલદ આગળ ઘાસની એક પુરી નાખી હતી.'"[૨]

---

૧. વંદિદાદની ત્રીજી પરગર્દમાં લખે છે કે—જે કોઇ અશો મરદને સખાવત કરતો નથી તેનો થાર દોજખમાં કાંટાઓવાળી જગ્યાએ થાય છે.

૨. આપણા લોકોમાં એકવીસ નુસ્કો જણાયલા છે–તેમાંના તેરમાં સ્પેન્દ નુસ્કમાં આ 'દવાનોશની વાત આવેલી છે જેમાંથી નીચલો ફકરો પેહેલવી રેવાયતમાં ઉતારવામાં આવ્યો છે; "સ્પેન્દ નુસ્કમાં લખે છે કે, જરથોસ્તને એક માણસનું રવાન બતાવવામાં આવ્યું હતું—જેના સઘળા અવયવોને રીબાવવામાં આવતા હતા અને એકજ પગ મુક્ત હતો. અશો જરથોસ્તે દાદાર અહુરમજદ કનેથી તેનું કારણ જાણવા માંગ્યું. દાદાર અહુરમજદે કહયું કે–એ માણસ દવાનોશ તેત્રીસ દેશોનો હાકમ હતો, પણ તેણે કદીએ કાંઇ ભલું કામ કર્યું ન હતું શિવાય કે એક વખત પગ વટી ગોસ્પંદને માટે ઘાસ લઇ ગયો હતો.

## પ્રકરણ ૩૩ મું.

### જુઠું બોલનાર પાપીનું રવાંન.

"મેં એક માણસનાં રવાંનને દીઠું જેની જીભને એક કીડો હંમેશાં
કરડતો હતો. મેં પુછ્યું કે 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો?'
અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે-'આ રવાંન તે પાપી માણસનું
છે કે જે દુનિયામાં ઘણું જુઠું તથા ખોટું બોલ્યો હતો, અને તેથી સઘળાં
પ્રાણીઓમાં ઘણું દુઃખ તથા સંકટ ફેલાયું હતું.'"[1]

---

## પ્રકરણ ૩૪ મું.

### આતશ ઉપર હેર નસો નાખવાનો તથા શરીરને દઝાડવાનો ગુનાહ.

"મેં પછી એક ઓરતનું રવાંન દીઠું-જેનું આખું શરીર ખરફસ્તરો
કરડતાં હતાં. મેં પુછ્યું-'આ ઓરતના તનથી શું ગુનાહ થયો હતો?'
અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી ઓરતનું છે
કે જેણીએ દુનિયામાં ચુલા આગળ ઉભી રહી પોતાના બાલ તથા બાલનાં
ગુછરાં સમાર્યાં હતાં; અને માથાં ઉપરના બાલ તથા જુ તથા પોતાના
શરીર ઉપરના બાલ આતશ ઉપર નાખ્યા હતા અને ચુલા ઉપર બેસીને
પોતાના શરીરમાં આતશ દાખલ કર્યો હતો'" (યાને શરીરને દઝાડયું હતું.)[2]

---

૧. જુઠું બોલવું કેટલું નુકસાનકારક છે તેનો એક અગત્યનો દાખલો અવસ્તામાં પાદશાહ યિમ (જમસેદ) બાબદ મળે છે આ પાદશાહ એકવાર પોતાની મોટી પરહેજગારી મારફતે દુન્યાના લોકો યાને પોતાની પ્રજા માટે પોતાના અમલમાં દાદાર અહુરમઝદ પાસે સઘળી પ્રકારની આબાદી અને આસાની રખાવી શકયો હતો અને તે તેની પ્રજામાં પેગમ્બરી દરજ્જો ધરાવતો હતો, પણ એકવાર તે અવસ્તા પ્રમાણે કાંઇક જુઠું બોલ્યો અને શાહાનામા મુજબ પોતાને ખોદાના જેવા દરજ્જો હોવાની તકોબરી તેણે કરી જેથી પરીણામ એ આવ્યું કે, સઘળી મોટાઇ નાબુદ થઇ, ઝોહાકે તેને ગાદીભ્રષ્ટ કર્યો અને સેવટે ઝોહાકના હુકમથી તેને તેના ભાઇ સ્પિત્યુરે કાપી નાખ્યો હતો.

૨. આતશ ઉપર અથવા પાણીમાં કોઇપણ જાતનો નસો લઇ જવો એ તનાફુર ગુનાહ ગણ્યો છે.

## પ્રકરણ ૩૫ મું.

### જાદુગર ઓરતનું રવાંન.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું જેણી હંમેશાં પોતાનો નસો દાંતે ચાવતી હતી તથા ખાતી હતી. મેં પુછ્યું 'આ રવાંન કોણનું છે?' અશો સરોશ તથા આદર યઝદે કહ્યું –'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિયામાં જાદુ કરયું હતું'"[૧]

---

## પ્રકરણ ૩૬ મું.

### અશોઇને તોડનાર પાપીનું રવાંન.

"મેં પછી એક માણસનું રવાંન દીઠું, જે દોજખમાં સાંપના આકારે થાંભા મિસાલે ઉભો હતો–અને તેનું માથું માણસના જેવું અને શરીરનો બાકીનો ભાગ સાંપના જેવો હતો. મેં પુછ્યું કે 'આ માણસથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે માણસનું છે જેણે દુનિયામાં અશોઇને તોડી હતી અને તે સાંપને આકારે દોજખમાં નાહાઠો હતો.'"

---

## પ્રકરણ ૩૭ મું.

### પાણી તથા આતશમાં રીમની લઇ જવાનો તથા આતશ બુજવી નાખવાનો ગુનાહ.

"મેં વળી કેટલાક માણસો તથા ઓરતોનાં રવાંનો દીઠાં જેમને દોજખમાં ઉંધે મસ્તક લટકાવેલાં હતાં અને સાંપ તથા વિછુ અને બીજા

---

૧. દાદેસ્તાને દીની મુજબ એવો પાપી દેહાંત દંડની સજાને પાત્ર છે.

અરફ્રસ્તરો તેમનાં આખાં શરીરને કરડતાં હતાં. મેં પુછ્યું-'આ રવાંનો કોણ લોકોનાં છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંનો તે લોકોનાં છે કે જેઓએ દુનિયામાં પાણી તથા આતશની સંભાળ કરી ન હતી-અને પાણી તથા આતશમાં રીમની લઇ ગયા અને આતશને જાણી જોઇને બુજવી નાખ્યો હતો.'"

---

## પ્રકરણ ૩૮ મું.

## પાણી તથા આતશમાં નસો લઇ જવાનો તથા બીજા લોકોને રીમન કરવાનો ગુનાહ.

"મેં પછી એક માણસનું રવાંન દીઠું જેને ખાવા માટે હંમેશ માણસનું માંસ તથા નસો, લોહી, પલીદી અને બીજી રીમની તથા ગંધ સાથે ખાવાને આપવામાં આવતું હતું. મેં પુછ્યું 'આ માણસના તનથી શું પાપ થયું હતું?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે-'આ રવાંન તે પાપી માણસનું છે કે જે દુનિયામાં હેર તથા બીજો નસો પાણી તથા આતશમાં તથા પોતાનાં શરીર ઉપર તેમજ બીજા લોકોનાં શરીર ઉપર લઇ ગયો હતો. તથા તે હંમેશ ગુજરેલાંની લાશને એકલો લઇ જતો હતો;[1] અને પોતે રીમન થયો હતો તથા તે માટે વળી તેણે કદી બરસનુમ લીધું ન હતું.'"

---

૧. વંદિદાદની ત્રીજી પરગરદમાં અને બીજે ઠેકાણે લાસને એકલી ઉંચકી લઇ જવા સામે સખત તાકીદ કીધી છે; અને જે કોઇ તે ફરમાનની વિરૂદ્ધ ચાલે અને તેથી પોતે ચેપી રોગને આધીન થઈ દુનિઆનાં લોકોમાં તે રોગ ફેલાવે તેને ગરદન મારવાની સજા તે પરગરદમાં ફરમાવેલી છે. લાશને ઉચકવા માટે ઓછાંમાં ઓછાં બે માણસો કામે લાગવાં જોઇએ. જો કોઇ તેવે ઠેકાણે બે મોટા મરદો ન મળે તો એક મરદ અને એક છોકરો, અથવા બે છોકરા અથવા એક મરદ અને એક ઓરત તે લાશને ઉંચકી લઇ જઇ શકે; પણ એકલા એક જણે કદી લાશ ઉંચકી લઇ જવી નહીં.

## પ્રકરણ ૩૯ મું.

### લુચ્ચા શેઠો અને ભાગ્યાઓ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જે હંમેશાં માણસની ચામડી તથા માંસ ખાતો હતો. મેં પુછ્યું કે 'એ રવાંન કોણનું છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'એ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં મજુરોના પગાર તથા ભાગ્યાઓના હિસ્સા દાબી રાખ્યા હતા અને હવે તેનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે.'"

---

## પ્રકરણ ૪૦ મું.

### જુઠું બોલવા અને નિંદા કરવાનાં પાપ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેને હંમેશ પોતાની પીઠ ઉપર એક પાહડ ઉંચકવો પડતો હતો; અને બરફ તથા થંડીની વખતે પણ તે પાહાડ તેની પીઠ ઉપર રેહેતો હતો. મેં પુછ્યું જે 'એ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યુ કે–'એ રવાંન તે પાપી માણસનું છે કે જેનાથી દુનિયાનાં લોકો વિષે ઘણું જુઠું બોલાયું હતું તથા નિંદા થઇ હતી અને ધિઃકારના સુખનો ઘણા બોલાયા હતા જેથી હવે તેનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે.'"

---

## પ્રકરણ ૪૧ મું.

### અશો લોકોની અશોઇ તોડવા વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેને નરક, નસો તથા પલીદી ખાવાને આપવામાં આવતાં હતાં તથા દેવો તેને હંમેશાં પથરા તથા કોદાળીઓથી મારતા હતા. મેં પુછ્યું કે 'આ માણસનાં શરીરથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો

સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી માણસનું છે કે જે ઘણાં લોકોની આવજાવવાળા ગરમપાણીનાં હમામખાનામાં ત્યાંનાં પાણી આતશ અને જમીન ઉપર નસો લઇ જતો હતો જેથી અશો લોકો તેની અંદર જઇ બાહેર આવતાં ત્યારે દુરવંદનાં જેવી હાલતનાં (એટલે અપવિત્ર) થતાં.'"

---

# પ્રકરણ ૪૨ મું.

## હકદાર પિતા વગરનાં બાળકો વિષે.

"મેં વળી કેટલાંક લોકોનાં રવાંનો દીઠાં, જેઓને હંમેશાં રડાવવામાં આવે છે અને તેઓ હંમેશ કલાપીન કરે છે. મેં પુછયું કે 'આ લોકો કોણ છે?' ત્યારે અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'એ રવાંનો તે લોકોનાં છે કે જેમના બાપે મા રાખી હતી અને જ્યારે તેઓ જનમ્યાં ત્યારે તેમના બાપે તેમને હકદાર તરીકે કબુલ કીધાં નહીં હતાં; અને હવે તેઓ હંમેશ એમ બાપને માટે રડન કરે છે.'"

---

# પ્રકરણ ૪૩ મું.

## પોતાનાં બાળકોને કબુલ નહીં રાખનાર બાપ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેના પગ આગળ કેટલાંક બાળકો પડયાં હતાં અને તેઓ હંમેશાં ચીચ્યારીઓ પાડતાં હતાં—અને દેવો કુત્રાઓની મિસાલે તેના ઉપર પડીને તેને ચીરી નાખતા હતા. મેં પુછયું કે 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો કે તેથી તેનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં પોતાનાં છોકરાંઓને કબુલ રાખ્યાં ન હતાં.'"

## પ્રકરણ ૪૪ મું.

### બાળ હત્યા કરનારી ઓરત વિષે.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું, જેણી પોતાનાં આંચળ વટી એક ડુંગર ખોદતી હતી અને હંમેશ પોતાનાં માથાં ઉપર તોપીની મિસાલે ઘંટી દળવાનો પથર રાખતી હતી. મેં પુછ્યું કે–'આ ઓરતના તનથી શું ગુનાહ થયો હતો કે તેણીનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિયામાં પોતાનાં બાળકને મારી નાખ્યું હતું તથા તેનાં મુડદાંને નાખી દીધું હતું.'"[1]

---

## પ્રકરણ ૪૫ મું.

### જુઠા સોગંદ લેવા અને જબરીથી નાણું લુટવાનો ગુનાહ.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેના સઘળા અવયવો એક કીડો કરડતો હતો. મેં પુછ્યું 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં જુઠા સપન લીધા હતા,[2] અને અશો લોકો પાસેથી દોલત લુટી લઇને બદ લોકોને આપી હતી.'"

---

૧. વંદિદાદની પંદરમી પરગરદમાં જણાવે છે કે, એક પરણેલી અથવા નહીં પરણેલી ઓરત પારકા મરદ સાથે જનાકારી કરે તેથી જો તેને હમેલ રહે તો તે તેણીએ દુન્યાની લાજને માટે તોડી પાડવા નહીં, પણ જો તેણી હમેલ તોડી પાડે અથવા બાળ હંત્યા કરે તો તે ઓરત તેમજ તે બાળકનો બાપ ખુનના અપરાધને પાત્ર ગણાય છે. વળી તે બાળકનો જનમ થવા સુધી તે ઓરતનું પોશણ કરવાનો જોખમ તે બાળકના બાપને માથે છે, પણ જો તે તેને ઘટતું પોશણ નહીં આપે અને તેથી બાળકની કજા થાય તો તે માટે તે બાપ ખુનના અપરાધને પાત્ર થાય છે.

૨. વંદિદાદની ચોથી પરગરદમાં જણાવે છે કે, જે કોઇ જાણી જોઇને જુઠા સોગંદ લે તેને ઘોડાના ચાબકાથી—સ્રઓષોચરનથી સાતસો ફટકા મારે.

## પ્રકરણ ૪૬ મું.

### અપ્રમાણીકપણે દોલત મેળવનાર પાપી વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જે હંમેશ માણસનાં ભેજાંની ખોપરીઓ પકડી તેમાંથી ભેજું ખાતો હતો; મેં પુછયું કે–'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાન તે પાપી માણસનું છે કે જેની દોલત દુનિયામાં પ્રમાણીકપણે મેળવાઇ ન હતી પણ બીજાઓની મિલકતમાંથી ચોરવામાં આવેલી હતી અને તેનાથી પોતાનાજ દુશ્મનોમાં અપાઇ હતી–એ માટે તેને દોજખમાં જવું જોઇએ.'"[1]

---

## પ્રકરણ ૪૭ મું.

### નાસ્તીકપણું અને ઠગાઇ કરવા વિષે.

"મેં વળી ઘણાંએક લોકો દીઠાં–જેમનાં માથાં તથા દાઢી બોડાવામાં આવેલાં હતાં અને ચેહેરાનો રંગ પીળો હતો તથા આખું શરીર કોહેલું હતું–અને ખરફ્સ્તરો હંમેશ તે ઉપર ચાલતાં હતાં. મેં પુછયું–'આ લોકો કોણ છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંનો તે લોકોનાં છે કે જેઓ દુનિયામાં અશોઇને તોડનારા અને ઠગારા હતા–અને માણસો હંમેશાં તેમનાથી નાશ પામતાં હતાં, તથા તેમને નેકીના કાનુનથી ફેરવીને

---

૧. મીનો ખેરદ કેતાબમાં લખે છે કે—જે કોઇ પોતાના ઉદ્યોગથી મેળવીને ખાતો નથી પણ બીજાઓ પાસથી મેળવીને ખાય છે તે માણસ ગોયા બીજા માણસનું માથું પકડી તેનું ભેજું ખાય છે.

બદીના કાનુન ઉપર લઇ જવામાં આવતાં હતાં, તથા ઘણાએક અધર્મો તથા અઘટીત મહઝબો દુનિયામાં ચાલુ કરવામાં આવ્યા હતા.'"[૧]

---

## પ્રકરણ ૪૮ મું.

## કુતરાઓને મારી નાખવા તથા તેમના ઉપર જુલમ પાડવા તથા ખોરાક નહીં આપવાનાં પાપ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેને દેવો કુત્રાઓ મિસાલે હંમેશાં ફાડી નાખતા હતા. તે માણસ તે કુત્રાઓ (દેવો) ને રોટલી આપે છે પણ તેઓ તે ખાતા નથી પણ તેની છાતી, પગ, પેટ, અને જાંગ ખાય છે. મેં પુછ્યું કે 'આ માણસનાં તનથી શું પાપ થયું હતું કે તેનું રવાંન આવી સખત સજા ખમે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં ભરવાડોના અને ઘરગતુ કુત્રાઓને ખોરાક આપ્યો ન હતો અથવા તેમને માર્યા હતા અને તેમને મારી નાખ્યા હતા.'"[૨]

---

૧. નાસ્તિક અથવા આસમોગોને માટે "શાયસ્ત લા શાયસ્ત" માં જણાવે છે કે એવા માણસો સાપના જેવા છે અને કયામત વખતે જો કે બીજા દોજખી રવાંનોનો છુટકો થશે તોપણ આસમોગો અને ગુલામબારગી કરનારાઓનાં રવાંનોનો સદંતર નાશ કરવામાં આવશે. વંદિદાદની ૧૫ મી પરગરદ મુજબ જે કોઇ ધણી બીજાને ખોટો ધર્મ શિખવે છે તે માણસ મરગરજાનિ ગુનેહગાર છે.

૨. વંદિદાદની ૧૩ મી પરગરદમાં કહે છે કે, જે કોઇ ધણી ઘરગતુ કુત્રાઓને સારો ખોરાક ન આપે તેને ૯૦ ફટકા અને ભરવાડના કુત્રાને સારો ખોરાક ન આપે તેને ૨૦૦ ફટકા ઘોડાના ચાબકાથી—સઓષોચરનથી મારે. વળી એજ પરગરદમાં જણાવે છે કે, જે કોઇ ઘરગતુ કુત્રાને અથવા ભરવાડના કુત્રાને મારે છે તેનું રવાંન પેલી દુન્યામાં જતી વખતે, જેમ એક મેઢું એક જંગલમાં એક વરૂને જોયાથી ફાળ ખાઇ નહાસવા માંડે છે તે કરતાં વધુ હેબત સાથે નહાસે છે અને અતીશે પોકાર માર્યા કરશે અને કોઈપણ તેને આશરો આપશે નહીં. ઘરગતુ કુત્રાને મારી નાખનારને ૭૦૦ અને ભરવાડના કુત્રાને મારી નાખનારને ૮૦૦ ફટકા મારવા એજ પરગરદમાં કહયું છે.

## પ્રકરણ ૪૯ મું.

## મિલકતોની માપણી ખોટી કરી ભારી કર લેવા વિષેનું પાપ.

'મેં વળી કેટલાંક માણસોનાં રવાંન દીઠાં—જેઓ હંમેશ માણસ જાતનું નરક અને હેર તથા નસો અને પલીદી ખાતાં હતાં—તથા દેવો પથરા ખોદી કહાડી હંમેશ પછવાડેથી તેમની પીઠ ઉપર ફેંકતા હતા—અને જ્યાં સુધી કે પીઠ ઉપર તે પથરાઓ એક પાહાડ થાય અને તેનો બોજો ખમવાને તેઓ શકિતવાન નહીં થાય ત્યાં સુધી તેવો મારો ચાલુ રેહેતો હતો. મેં પુછયું કે 'આ માણસોનાં શરીરથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાંનોને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું—'આ રવાંનો તે પાપીઓનાં છે કે જેમનાથી જમીનની ખોટી માપણી થઇ હતી—અને ઘણાં લોકોને ઘરબાર વિનાના અને વગર-પેદાયશનાં કરી મેલાયાં હતાં જેથી તેઓ તંગીમાં અને ગરીબાઇમાં આવ્યાં હતાં; અને તેમની પાસે હંમેશ ભારી કર લેવામાં આવતો હતો.'"

---

## પ્રકરણ ૫૦ મું.

## જમીન ગળે પડવાનાં પાપ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જે હંમેશ પોતાનાં આંગળાં તથા નખવતી ડુંગરા ખણતો હતો, અને દેવો તેને હંમેશ પછવાડેથી ધસારો કરતા સાંપો વતી મારતા હતા. મેં પુછયું કે 'આ માણસનાં શરીરથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી માણસનું છે જેણે દુનિયામાં બીજા લોકોની સીમમાંના પથરા કહાડી લઇને પોતાના તરીકે લીધા હતા.'"

## પ્રકરણ ૫૧ મું.

### જુઠા કોલ આપવાનાં પાપ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેને હંમેશ તેનાં શરીર ઉપરથી લોખંડના ચીમટા વટી માંસ ખેંચી કહાડીને ખાવા આપવામાં આવતું હતું. મેં પુછયું કે 'આ માણસનાં શરીરથી શું પાપ થયું કે તેના રવાનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી માણસનું છે જેણે દુનિયામાં માણસો સાથે જુઠા કોલ કર્યા હતા.'"[1]

---

## પ્રકરણ પર મું.

### વિશ્વાસઘાત કરવા તથા કોલ તોડવાનાં પાપ વિષે.

"મેં વળી એક માણસનું રવાંન દીઠું જેને હંમેશ તીક્ષણ પરાહની અને તીર તથા પથરા અને કોદાળીથી મારવામાં આવતો હતો. મેં પુછયું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?'—અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે —'આ રવાંન તે પાપી માણસનું છે કે જેણે દુનિયામાં ઘણાં વિશ્વાસઘાત કર્યા હતા અને અશો તેમજ દુરવંદ લોકો સાથના કોલ તોડયા હતા. અશો લોકો તેમજ દુરવંદ લોકો સાથે જે કોલ કરવામાં આવે તે એક સરખાજ છે.'"

---

૧. કોલ તોડવા બાબદ અવસ્તામાં સખત મનાઇ છે, મિથ્ર અથવા મેહેર યસ્તમાં દાદાર અહુરમઝદ અશો સ્પીતમાન જરથુસ્ત્રને કહે છે કે, કોલ તોડવો નહીં, કારણ કે સો માણસખાઉ હેવાંનો અશો લોકોને જેટલું નુકસાન કરે એટલું નુકસાન એક કોલ તોડનાર માણસ એકલો આખી દુન્યાને કરે છે. તારી પોતાની દીનવાળા સાથે કે દરવંદ સાથે કોલ કર્યો હોય તે તોડવો નહીં કારણ કે અશો માણસ સાથે કોલ કરવો અથવા દરવંદ સાથે કોલ કરવો એ બંને એક સરખાજ કોલ છે. મિથ્ર (મેહેર) કદી ઠગાતો નથી. જે કોઇ કોલ તોડે છે પછી તે તોડનાર ગમે તેવો હોય તો તેને તેમજ તે જ્યાં રહેતો હોય તે જગ્યાનો મિથ્ર નાશ કરે છે.

## પ્રકરણ ૫૩ મું.

### દોજખનો બાહેરથી દેખાવ–વિરાફને ઉપજેલી ધાસ્તી–આદર અને સરોશ યઝદ સાથે વિરાફનું તેમાં દાખલ થવું.

"વળી અશો સરોશે તથા આદર યઝદે મારો હાથ પકડયો અને મને ચકાતેદાઇતીહ ઉપર ચીનવત પુલની નીચે એક જંગલમાં લઇ જવામાં આવ્યો ત્યાં તે જંગલની વચમાં જમીનની અંદર દોજખ મને બતાવામાં આવ્યું. તે જગ્યાએથી અહેરેમન તથા દેવો અને દેવીઓ તથા તે વગેરે દુરવંદોનાં રવાનોની ચીચ્યારીઓ તથા બુમો એવી રીતે આવી કે હું ઘણોજ બીહિધો કારણ કે મેં ધારયું કે તેઓ હફ્તકેસ્વર જમીનને ધુજાવશે એવી તેમની ચીચ્યારીઓ તથા બુમો સંભળાતી હતી. મેં અશો સરોશે તથા આદર યઝદને વિનંતી કરી કે–'મને અહીં ના લઇ જાઓ પણ પાછા ફરો'–પછી અશો સરોશે તથા આદર યઝદે મને કહ્યું કે 'ધાસ્તી ના કર, કારણ કે તને અહીં કશી ધાસ્તી નથી.' અશો સરોશ તથા આદર યઝદ આગળ ચાલ્યા, અને પછવાડેથી વગર ધાસ્તીએ હું અર્દા-વિરાફ અંધકાર દોજખમાં આગળ વધ્યો."

---

## પ્રકરણ ૫૪ મું.

### સર્વથી અંધારાં–સર્વથી ગંધીલાં–સર્વથી ડરામણાં દોજખનું અને ત્યાં ઉભરાઇ જતાં પાપી લોકોનું વર્ણન.

ત્યાં મેં અતિશય અંધારૂં દોજખ દીઠું; જે નુકસાનકારક, ધાસ્તી-કારક, ભયંકાર, ઘણું દુઃખદાયક, ઇજા કરનાર અને ગંધીલું છે. અને વધુ અવલોકન કરવા પછી મને જણાયું કે તે એક ખાડા મિસાલે હતું જેને તળીયે હજાર હાથ પોહોંચી શકે નહીં (યાને તેની ઉંડાઇ હજાર હાથ કરતાંપણ વધારે છે); અને જોકે તે ઘણુંજ ગંધીલાં અને અંધકાર

દોજખમાં દુનિયામાં જેટલી કાઠીઓ છે એટલી બધી બાળવામાં આવે તોપણ તેમાંથી સુગંધ નિકળે નહીં—અને વળી કાન આંખની જેટલો નજદીક છે, તથા એક ઘોડાની યાલમાં જેટલા બાલ છે તેટલાં નજદીક અને તેટલી સંખ્યામાં દૂરવંદોનાં રવાંન ત્યાં ઉભાં છે તોપણ તેઓ એક બીજાંને જોઇ શકતાં નથી તેમજ સાંભળી શકતાં નથી. દરેક માણસ વિચારે છે કે 'હું એકલવાયો છું.' અને તેમને અતિશય અંધારૂં અને બદલો અને તરેહવાર પ્રકારની દોજખની વેદના તથા સજાનો ભય હોય છે; જેથી જે કોઇ દોજખમાં જાય છે તે એકજ દિવસમાં બુમ પાડે છે કે—'તે નવ હજાર વરસ શું હજી પુરાં થયાં નથી કે જયારે તેઓ અમને દોજખમાંથી છોડવાના છે?'[1]

---

## પ્રકરણ ૫૫ મું.

### આતશ બુજવી નાખવાના, જુઠું બોલવા તથા જુઠા સોગંદ લેવાના અને રાજય સામે બળવો તથા હુલ્લડ કરવાના અપરાધો કરનાર રવાનો વિષે.

"પછી મેં વળી દૂરવંદોનાં રવાંનો દીઠાં જેઓ મરણ પામીને હંમેશ તે ભયંકાર તરેહવાર સજાવાળી અંધકાર જગ્યામાં વેદના તથા સંકટ પામે છે, જેમને સખત બરફ, ભારી થંડી, તેમજ બળતા આતશની ગરમી, સેહેવાય નહીં એવી બદબો અને પથરા તથા રાખ, કરાં અને વરસાદનો મારો તથા બીજી ઘણીક ખરાબીઓ સેહવવી પડે છે. મેં પુછ્યું કે—'આ લોકોના તનથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે—'આ રવાંન તે પાપી લોકોનાં છે જેમનાથી દુનિયામાં ઘણાં મરગરજાની ગુનાહ થયા હતા—તેઓએ આતશ બેહેરામના આતશને બુજવી નાંખ્યો હતો તથા એક ઘોધબંધ

---

૧. જુઓ પાતું ૨૬ નોટ ૨ જી.

વેહેતી નદી ઉપરના પુલનો નાશ કીધો હતો—અને જુઠું બોલી નિંદા કરી હતી અને જુઠી જુબાની આપી હતી. તેમની ખાહેશ પાદશાહી બરબાદ કરવાની હતી અને તેમનાં એધીપણાં તથા લોભ અને હવસ તથા ગુસ્સો અને અદેખાઇને લીધે નિર્દોષ અશો માણસો કપાઇ ગયાં હતાં. વળી તેઓએ ઘણીક ઠગાઇ કરી છે. હવે એ રવાનોને આવી સખત વેદના તથા સજા ખમવીજ જોઇએ.'"

## પ્રકરણ ૫૬ મું.

## ધર્મઠગોનાં રવાંનો વિષે.

"વળી મેં તે લોકોનાં રવાંનો દીઠાં જેમને સાંપો દંખ દેતા હતા તથા હંમેશ કરડતા હતા—અને મેં પુછ્યું કે—'આ કોણના રવાનો છે?' અશો સરોશે તથા અદર યઝદે કહ્યું કે-'આ રવાનો પાપીઓનાં છે કે જેઓ દુનિયામાં પોતાના ખોદા તથા ધર્મને ઠગનારાઓ હતા.'"

## પ્રકરણ ૫૭ મું.

## ગુજરેલાં પાછલ રડાકુત કરનારી પાપી ઓરતો.

"મેં વળી ઓરતોનાં રવાનો દીઠાં—જેમનાં માથાં કાપી નાખેલાં અને શરીરથી છુટાં પાડેલાં હતાં અને જીભને હંમેશ બુમ મારતી રાખી હતી. મેં પુછ્યુ કે—'આ રવાનોમાંનાં પેલાં કોણનાં છે?'—અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે—'આ રવાંનો તે ઓરતોનાં છે કે જેણીઓએ દુનિયામાં ગુજરેલાંઓને માટે ઘણો વિલાપ તથા રૂદનો કરયાં હતાં અને માથાં તથા મોહોડાં કુટયાં હતાં.'"[1]

---

[1]. વદિદાદની ત્રીજી પરગરદ મુજબ જે અશો મરદનાં બચ્ચાં છોકરાં તેને માટે વિલાપ કરતાં ચાલે છે તેમનાથી જમીન નાખુશ છે.

## પ્રકરણ ૫૮ મું.

### શરીરના દર્દી ભાગોને તલાવો, કુંવારા અને ઝરાઓમાં ધોવાનાં પાપ વિષે.

"પછી વળી મેં એક મરદનું રવાંન દીઠું જેને હંમેશ દોજખ તરફ લઇ જવાને ખેંચવામાં તથા મારવામાં આવતો હતો. મેં પછ્યું કે–'આ મરદનાં તનથી શું ગુનાહ થયો હતો?'–અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી મરદનું છે. જેણે દુયિામાં વારે ઘડીએ પોતાનું માથું તથા મોહોડું અને ખરાબ હાથો તથા તેના અવયવોના બીજા ખરાબ થયલા ભાગો મોટા તળાવો, કુંવારા, અને ઝરાઓની અંદર ધોયા હતા અને ખોરદાદ અમેશાસ્પંદ (જે પાણી ઉપરનો મવકકલ થયલો ફરેસ્તો છે) તેને આજુર્દે કર્યો હતો.'"

---

## પ્રકરણ ૫૯ મું.

### બાળકને તજી દઇ દુધ નહીં પાનાર પાપી ઓરત વિષે.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું જેણી હંમેશ રડતી હતી તથા હંમેશ પોતાનાં આંચળની ચામડી તથા માંસ ચીરીને ખાતી હતી. મેં પુછ્યું કે–'આ ઓરતના તનથી શું ગુનાહ થયો હતો કે તેણીને આવી સખત સજા ખમવી પડે છે?'–અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીએ તંગી અને ભુખમરાના સબબથી પોતાનાં બાળકને તજી દીધું હતું.'"

---

## પ્રકરણ ૬૦ મું.

### પરણેલી ઓરતોને બગાડવાનાં પાપ-અને ખરફસ્તરો મારવાનાં સારાં કામ વિષે.

"મેં વળી એક મરદનું રવાંન દીઠું જેનું શરીર હંમેશ પીત્તલની એક તપેલીમાં પકાવવામાં આવતું હતું પણ તેનો જમણી બાજુનો પગ તપેલીની બાહેર રાખ્યો હતો. મેં પુછ્યું કે-'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે-'આ રવાંન તે પાપી માણસનું છે કે જે જીવતાંઓમાં બુરા હવસથી અને અઘટીત રીતે પરણેલી ઓરતોમાં ઘણો ગયો હતો અને તેનું આખું શરીર પાપી થયું હતું-પણ તેણે જમણા પગવતી દેડકા, કીડી, સાંપ તથા વીછુ અને બીજાં ખરફસ્તરો ઘણાં મારયાં, મારી નાખ્યાં તથા નાશ કર્યાં હતાં.'"

---

## પ્રકરણ ૬૧ મું.

### નાસ્તિકપણાં વિષે.

"મેં વળી તે પાપીઓનાં રવાંન દીઠાં જેઓ ખાતા અને ફુંકી નાખતા અને પાછું ખાતા તથા ફુંકી નાખતા હતા. મેં પુછ્યું કે 'આ રવાનોમાંનાં પેલાં કોણનાં છે?' અશો સરોશે અને આદર યઝદે કહ્યું કે-'એ રવાંનો તે પાપીઓનાં છે કે જેઓને દુનિયામાં મિનોઇ પેદાયશ વિષે એતેકાદ નહીં હતો-અને જેઓએ દાદાર અહુરમઝદની દીનના શુક્રાના કર્યા ન હતા-બેહેસ્તમાં જે સુખ છે તે વિષે તથા દોજખમાં જે રીબવાની વેદના છે તે વિષે તથા ગુજરેલાંઓના કયામત તથા ભવિષ્યનાં તન વિષે તેઓ ગુમાન ધરાવતા હતા.'"[1]

---

૧. નાસ્તિકપણાં વિષે દાદેસ્તાને દિની નામની પેહેલવી કેતાબનાં ૪૧ માં પ્રકરણ મધે જણાવે છે કે જે ધણી પોતાના ભલા ધર્મને તજે અને પારકા ધર્મ ઉપર અખત્યાર કરે તે દેહાંત દંડની સજાને પાત્ર હોય છે. મરવા આગમચ જો તે ગુનેહગારે તોજેશ કરી

## પ્રકરણ ૬૨ મું.

### બેવફા થઇ પારકા મરદો સાથે જનાકારી કરનાર ઓરતનાં રવાંન વિષે.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું જેણી હંમેશ પોતાની છાતી તથા થાનને લોખંડની કાંસકી વડે ઓખવતી હતી. મેં પુછ્યું કે–'આ ઓરતનાં તનથી શું ગુનાહ થયો છે કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?'–અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે કે તેણીએ દુનિયામાં પોતાનો ભરથાર અને સરદાર ધિઃકાર્યો હતો અને ખરાબ થઇ હતી તથા રહી હતી, તેના તરફ બેવફા થઇ હતી ને બીજા મરદો સાથે તેણી અઘટીત રીતે ચાલી હતી.'"

---

## પ્રકરણ ૬૩ મું.

### ભરથારને નાફરમાન થઇ ગાળો દેનાર ઓરતનાં રવાંન વિષે.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું જેણી હંમેશ એક ગરમ ભઠીને પોતાની જુબાન વટી ચાટતી હતી અને હંમેશ તે ભઠીથી પોતાના હાથ બાળતી હતી. મેં પુછ્યું કે 'આ ઓરતનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેણીના રવાનને આવી સખત સજા ખમવી પડે છે.' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિયામાં પોતાના ભરથાર અને સરદારને સામા જવાબ આપ્યા હતા અને ગાળો દીધી હતી–તેણીએ વળી નાફરમાની કરી હતી અને તેની મરજી

---

ન હોય તો તેને સર્વેથી ખરાબ દોજખમાં જગ્યા મળે છે; દેવો ત્યાં તેના ઉપર તરેહવાર વેદના ગુજારે છે; તરેહવાર જાતનાં જાનવરો તેને કરડે છે તથા ડંખે છે અને અતીશય ખરાબ બદબો તેને વેઠવી પડે છે. તોજેશ દાખલ પોતાની દોલતનો મોટો ભાગ ધર્મગુરૂઓ ફરમાવે તે ક્રિયાઓ કરાવવામાં તેણે આપવી તથા ત્રણ રાત સુધી તેઓ ફરમાવે તે દુઃખમાં સજા દાખલ રહેવું.

પ્રમાણે રાહતવાત કરવા દીધો ન હતો અને તેણીએ પોતાના ભરથારની મીલ્કત ચોરીને છુપી રીતે તે પોતાને માટે એકઠી કરી હતી.'"

---

## પ્રકરણ ૬૪ મું.

### હરામ દલ્લતનાં બાળકને મારી નાખનાર પાપી ઓરત વિષે.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું જેણી રડતી તથા વિલાપ કરતી આવતી તથા જતી; તેણીનાં માથાં ઉપર હંમેશ કરાં જોશમાં પડતાં હતાં, અને પગ હેઠળ ગરમ પીગળેલું પીત્તલ હંમેશ રેડવામાં આવતું હતું તથા તેણી હંમેશ પોતાનાં માથાં તથા મોહોડાંને છરી વટે ઘસડતી હતી. મેં પુછ્યું કે–'જ્યારે તેણીનાં રવાનને હંમેશ આવી સખત સજા ખમવી પડે છે ત્યારે તેણીનાં શરીરથી શું ગુનાહ થયો હતો?'–અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણી પોતાની ફરજ વિરૂદ્ધ બીજા મરદોથી હમેલદાર થઇ હતી અને પોતાનાં બાળકનો નાશ કર્યો હતો. દુ:ખ અને સજાને લીધે તેણીને એમ લાગે છે કે તે બાળકની બુમ તેણીને સંભળાય છે અને તેથી તેણી દોડે છે અને જાણે કોઇ ગરમ પીત્તલ ઉપર ચાલતું હોય તે મીસાલે તેણી ઝડપથી દોડે છે. તેણી હંમેશ તે બાળકની બુમ સાંભળે છે એટલે પોતાનાં માથાં અને મોહોડાંને છરીથા ઓખવે છે અને તે બાળકને માંગે છે; પણ રસ્તાખેજ થવા સુધી તેણી તેને જોઇ શકશે નહીં; આ સજા તેણીએ ખમવીજ જોઇએ.'"

---

## પ્રકરણ ૬૫ મું.

### માબાપને દુ:ખી કરી સતાવનાર છોકરાંઓનાં પાપી રવાંનો.

"મેં વળી કેટલાંક રવાંનો દીઠાં, જેમની છાતીઓ કાદવ તથા દુર્ગંધમાં દુબેલી હતી; એક તિક્ષણ દાંતરડું હંમેશ તેમના પગ અને

બીજા અવયવો વચ્ચે ફરતું અને તેઓ હંમેશ એક બાપ તથા માતા માટે બુમ મારતાં હતાં. મેં પુછ્યું કે–'આ રવાંનો કોણ છે અને તેમનાથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?'–અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંનો તે પાપીઓનાં છે જેઓએ દુનિયામાં પોતાનાં માતપિતાને આજોર્દે કરયાં હતાં અને દુનિયામાં પોતાનાં માતપિતા પાસે કશી મુક્તિ કે માફી ચાહી ન હતી'."

---

## પ્રકરણ ૬૬ મું.

### નિંદા કરનાર અને કજીઆ કરનારાંઓના પાપી રવાંનો વિષે.

"મેં વળી એક મરદ તથા એક ઓરતનાં રવાંનો દીઠાં, જેમની જીભો કહાડી નાખેલી હતી અને તેમનાં દાચાં સાંપો કરડતા હતા મેં પુછ્યું કે–'આ લોકોનાં તનથી શું ગુનાહ થયો હતો અને એ રવાંનો કોણનાં છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'એ રવાંનો તે લોકોનાં છે જેઓએ દુનિયામાં હંમેશ નિંદા કરી હતી અને લોકોને એક બીજા સાથે અઠડાવી મારયાં હતાં.'"[1]

---

૧. નિંદા કરવી એ "વિનાસે હમેમાલાન" અથવા "ગુનાહે હમેમાલાન" નામના ગુનાહોમાંનો એક છે. આ હમેમાલ ગુનાહ તે છે કે જેથી આ દુન્યાંનું કોઇપણ માણસ અથવા પ્રાણી દુ:ખી થાય. આ ગુનાહની તોજેશ તરીકે જે ધણીને તે ગુનાહ કરનારે દુ:ખ આપ્યું હોય તેને તેણે પહેલે સંતોષ પમાડવો જોઇએ છે, અને પછી દસ્તુર આગળ જઈને દસ્તુર જે ફરમાવે તે સજા તેણે તોજેશ દાખલ ખમવી જોઇએ. જે ધણી આ હમેમાલ ગુનાહ માટે તોજેશ કરવા વિના મરણ પામે છે તેનું રવાંન જે ધણીને તેણે દુ:ખ દીધું હોય તેનું રવાંન આવી પોહોંચે અને તે રવાંનને સંતોષ મળે ત્યાં સુધી ચિન્વત પુલથી આગળ વધી શકતું નથી અને ત્યાં તેને રોકતું રાખવામાં આવે છે અને પછી તેનાં કરતુકનો ઇનસાફ કરી સરેસ્તા મુજબ બેહેશ્ત, દોજખ કે હમેસ્તગાંનમાં તેને મોકલવામાં આવે છે.

## પ્રકરણ ૬૭ મું.

### શેહેરનો ગેરકારોબાર ચલાવનાર હાકમનાં પાપી રવાંન વિષે.

"મેં વળી એક મરદનું રવાંન દીઠું જેને એક પગથી અંધારાં દોજખમાં લટકાવેલો હતો અને તેના હાથમાં લોખંડનું એક દાતરડું હતું જે વડે હંમેશાં પોતાની છાતી તથા હાથ ઓખવતો હતો; અને એક લોખંડનો ખીલો તેની આંખમાં ભોકાયલો હતો. અને મેં પુછયું કે–'એ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી માણસનું છે જેને એક શેહરનો કારોબાર સોંપવામાં આવ્યો હતો–અને જે કાંઇ કરવાનું ઘટતું તથા હુકમ આપવા લાયક હતું તે તેણે કર્યું ન હતું તથા ફરમાવ્યું ન હતું–અને વજન તથા ભરતના અને લંબાઇનાં માપ ઓછાં રાખ્યાં હતાં અને ગરીબો તથા મુસાફરોની કશી ફર્યાદ સાંભળી ન હતી.'"

---

## પ્રકરણ ૬૮ મું.

### એક અશો ભરથાર અને પાપી ઓરત વચે ગોફતેગો–ઓરતે પોતાના ભરથારને નેકી નહીં શિખવવા માટે આપેલો ઠપકો–ભરથારની શરમીંદગી.

"મેં વળી એક મરદ તથા એક ઓરતનાં રવાંન દીઠાં જેમનામાંનાં મરદને સ્વર્ગ તરફ અને ઓરતને દોજખ તરફ ખેંચવામાં આવતી હતી–તે ઓરતનો હાથ તે મરદની કુસ્તીના બંધમાં પકડાયલો હતો અને તેણી બોલતી કે–'જ્યારે જીવતાંઓમાં આપણને સાથે રેહેવામાં લાભ હતો ત્યારે હમણાં તેઓ તને બેહેસ્તમાં અને મને દોજખમાં કેમ ખેંચે છે' તે મરદે કહ્યું–'કારણ કે મને જે કાંઇબી ભલાં, લાયક અને ગરીબોથી મળતું તે

હું તેમને પાછું આપતો–અને હું સારા વિચાર, અને સારા સુખનો તથા સારાં કામોથી ચાલ્યો હતો; મેં વળી ખોદા ઉપર લક્ષ આપ્યું હતું અને દેવો ઉપર ધ્યાન આપ્યું ન હતું અને ભલી મજદયસની દીન ઉપર ઓસ્તવાર રહયો હતો. પણ તું ભલાં અને ગરીબ તથા લાયક તથા મુસાફર લોકોને ધિઃકારતી હતી–તેં વળી ખુદા ઉપર ધ્યાન આપ્યું ન હતું અને મુર્ત્તિ–પૂંજા કરી હતી, બદ વિચારો, બદ સુખનો, અને બદ કામો કરયાં હતાં અને તું અહેરેમન અને દેવોના ધર્મ ઉપર ઓસ્તવાર રહી હતી.'–ત્યારે તે ઓરતે તે મરદને કહ્યું કે 'જીવતાંઓમાં તું પોતે મારા ઉપર સંપૂર્ણ સરદાર અને પાદશાહ હતો અને મારૂં તન અને જીંદગી તથા રવાંન તારાંજ હતાં–અને મને જે ખોરાક તથા આવક અને કપડાં મળતાં હતાં તે તારેથીજ હતાં–ત્યારે તેં શા માટે તેને માટે મને મારી તથા સજા કરી નહીં? તારી ભલાઇ તથા તારાં ઉત્તમપણાંનું કારણ પણ તે મને શિખવ્યું નહીં હતું; જો તું મને તે વિષે શિખવી મારામાં ભલાઇ તથા ઉત્તમપણું ઉત્પન્ન કરતે તો હાલ આ સંકટ ખમવાની મને જરૂર પડતે નહીં'– પછી તે મરદ બેહેસ્તમાં ગયો અને ઓરત દોજખમાં ગઇ. તે ઓરત પસ્તાવો કરતી હતી માટે દોજખમાં અંધારાં તથા બદબો શિવાયે બીજું કશું સંકટ તેણીને ન હતું. અને તે મરદ બેહેસ્તમાં અશો લોકોની વચમાં–તે ઓરતને સારે માર્ગે નહીં લાવવા તથા નહીં શિખાડવા માટે શરમીંદગી સાથે બેઠો–કારણ કે તે ઓરત તેના શિખવ્યાથી નેક થઇ શકતે એમ હતું પણ તે ફરજ તેણે બજાવી નહીં હતી."

---

## પ્રકરણ ૬૯ મું.

### જનાકારી કરનારી પાપી ઓરતોનાં રવાંનો.

"મેં વળી ઓરતોનાં રવાંનો દીઠાં જેમની બંને આંખોમાં લાકડાંનો એક ખુંટો ખોસેલો હતો અને એક પગ સાથે માંથું નીચે બાંધેલું હતું–

તથા ઘણાક દેડકા, વિછુ, સાંપો, કીડીઓ, માંખીઓ, કીડાઓ અને બીજા ખરફસ્તરો તેમનાં દાચાં, નાક, કાન તથા આગળ પાછળનાં છુપા ભાગોમાં જતાં તથા બાહેર નિકળતાં હતાં. મેં પુછ્યું કે-'આ રવાંનો કોણનાં છે? અને તેમનાથી શું પાપ થયું હતું કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?'"

અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે-'એ રવાંનો તે પાપી ઓરતોનાં છે કે જેમને દુનિયામાં ભરથાર હતો પણ બીજા માણસ સાથે તેઓ સુતી હતી તથા હમબીસ્તર થઇ હતી-અને ભરથારનું બિછાંણું ખરાબ કર્યું હતું તથા તેનાં તનને ઇજા કરી હતી.'"

---

# પ્રકરણ ૭૦ મું.

## ભરથારને તજી દેનારી પાપી ઓરતો વિષે.

"મેં વળી ઓરતોનાં રવાંન દીઠાં જેમને ઉંધે મસ્તક નાંખેલી હતી અને ઝુઝકનાં જેવાં પ્રાણીના લોખંડી કાંટા તેમનાં શરીરમાં ભોકયા કરવામાં આવતા હતા-અને દેવો તથા દેવીઓનું તોખમ જે બદઓ તથા રીમની છે તે તે પ્રાણીનું એક આંગલું હંમેશ તેમનાં મોહોડાં તથા નાકમાં મેલતું હતું."

મેં પુછ્યું-કે 'આ રવાંનો કોણ છે કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે-"એ રવાંનો તે પાપી ઓરતોનાં છે જેણીઓએ દુનિયામાં પોતાના ભરથારો સાથનો કોલ તોડયો હતો અને તેઓ ભરથાર આગળથી ચાલી ગઇ હતી અને કદી સંતોષ પામી ન હતી તથા તેને હમબિસ્તર થવા દીધો ન હતો."

---

## પ્રકરણ ૭૧ મું.

### ગુલામબારગી કરનાર તથા ઓરતોને બગાડનાર પાપીઓ વિષે.

"મેં વળી એક મરદનું રવાંન દીઠું જેને સાંપોની ફેન હંમેશ દુખ દેતી તથા કરડતી અને બંને આંખોમાંથી સાંપો તથા કીડાઓ બાહેર પડતા હતા તથા લોખંડનો એક ખીલો તેની જીભને ઓખવ્યા કરતો હતો.

મેં પુછ્યું કે–'તેનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–"આ રવાંન તે પાપી માણસનું છે કે જેનાથી ગુલામબારગી ઘણી થઇ હતી–અને અઘટીત હવસથી બીજાઓની ઓરતોને વ્યભીચારી કરી હતી. તેનાં ચાપલુસી ભરેલાં બોલવાથી બીજાઓની ઓરતો ઠગાઇ હતી તથા બગડી હતી અને તેમના ભરથારોથી છુટી પડી હતી."[1]

---

## પ્રકરણ ૭૨ મું.

### દસ્તાન વખતે પરહેજી નહીં રાખનારી પાપી ઓરતો વિષે.

"મેં વળી ઓરતોનાં રવાંન દીઠાં જેઓ પોતાનું દસ્તાન ખાતાં હતાં. મેં પુછ્યું કે–'તેમનાં તનથી શું પાપ થયું હતું કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?'"

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–"એ રવાંનો તે ઓરતોનાં છે કે જેણીઓએ પોતાનાં દસ્તાંન ઉપર લક્ષ આપ્યું ન હતું–અને પાણી તથા આતશ અને સપંદારમદની જમીન તથા ખોરદાદ તથા અમરદાદને

---

૧. હિબ્રુ કાયદામાં જનાકારી કરનાર, દસ્તાન વખતે હમબીસ્તર થનાર મરદ ઓરત અને ગુલામબારગી કરનાર શખસોને માટે દેહાંત દંડની સજા ફરમાવી છે.

દુ:ખી કીધા હતા અને આકાશ તથા સૂર્ય તથા ચંદ્ર તરફ જોયું હતું—અને ગાય, ઢોર, તથા મેંઢાંને પોતાનાં દસ્તાનથી ઇજા કરી હતી અને અશો મરદને રીમન કર્યો હતો."

## પ્રકરણ ૭૩ મું.

### ચેહેરા ખુબસુરત કરી બીજા લોકોના બાલ પેહેરી મરદોને લલચાવનાર પાપી ઓરતો વિષે.

"મેં વળી ઓરતોનાં રવાંનો દીઠાં જેઓ હંમેશ પોતાનાં દસે આંગલાંઓમાંથી લોહી તથા પલીદી કાઢીને ચુસતાં તથા ખાતાં હતાં તથા તેમની બંને આંખોમાં હંમેશ કીડા થતા હતા.

મેં પુછ્યું કે 'એ રવાનો કોણ છે, અને તેમનાથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે—"એ રવાંનો તે પાપી ઓરતોનાં છે જેઓ પોતાનાં મોહોડાં ખુબસુરત કરતી હતી અને બીજાઓના બાલ શોભા તરીકે રાખ્યા હતા અને યઝદાંનના માણસોની આંખને લલચાવી નાખતી હતી.'"

## પ્રકરણ ૭૪ મું.

### ગોસ્પંદોની અઘટીત કતલ ચલાવનારા પાપીઓનાં રવાંન વિષે.

"મેં વળી એક પગે ઉંધે મસ્તકે બંધાઇ રહેલાઓનાં રવાંન દીઠાં, જેમનાં શરીરમાં એક છરી ભોકેલી હતી. મેં એમ પુછ્યું જે 'એ રવાંનો કોણ છે?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે કે 'એ રવાંનો તે પાપીઓનાં છે કે જેઓથી દુનિયામાં ગોસ્પંદો, ગાય ઢોરો, અને મેંઢાંઓની ગેરકાયદે કતલ થઇ હતી તથા નાશ થયો હતો.'"

## પ્રકરણ ૭૫ મું.

## ગોરપંદોનાં મોઢાં બંધ કરી તેમને ભુખાં તથા પ્યાસાં રાખીને તેમનાં કને કામ લેનાર પાપીઓ વિષે.

"મેં વળી રવાંનો દીઠાં કે જેમને ગાય ઢોરના પગ હેઠળ નાખવામાં આવ્યાં હતાં–શીંગડાંઓથી મારવામાં આવતાં હતાં અને તેમનાં પેટ ચીરવામાં આવ્યાં હતાં–તથા હાડકાંઓ ભાંગવામાં આવ્યાં હતાં અને તેઓ દચકાં ખાતાં હતાં. મેં પુછ્યું કે–'એ લોકો કોણ છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–"એ રવાંનો તે પાપીઓનાં છે કે જેમનાથી દુનિયામાં જાનવરો તથા હળ ખેડનારાં ઢોરોનાં મોઢાં બંધ કરવામાં આવ્યાં હતાં અને ગરમી વખતે તેમને પાણી આપવામાં આવ્યું ન હતું તથા તેમને ભુખાં અને પ્યાસાં કામે વળગેલાં રાખવામાં આવ્યાં હતાં."[1]

---

## પ્રકરણ ૭૬ મું.

## દસ્તાન વખને ખોરાક રાંધી તે અશો મરદને ખવાડનારી અને જાદુગર ઓરત વિષે.

"મેં વળી ઓરતોનાં રવાંનો દીઠાં જેઓ હંમેશાં પોતાની ધાઇઓમાંથી પોતાનાં હાથ તથા દાંત વડે લોહી કહાડતી હતી અને કુત્રાઓ હંમેશ તેમનાં પેટ ચીરી નાખતા તથા ખાતા હતા અને બંને પગો ગરમ પીત્તલ ઉપર રાખેલા હતા.

---

૧. ઇજશ્નેના ૧૧ મા હામાં જણાવે છે કે, બલદ પોતાને જોડનારને કદુવા કરે છે કે, તે વાંહાંજીયો થાય અને તેની પાછલ ભુંડું બોલાય કારણ કે તે મને ખોરાક આપતો નથી અને મારી પાસે પોતાને માટે તથા પોતાનાં બાયડી છોકરાં માટે ખેતી કરાવે છે. ઘોડો પોતાનાં સવારને કદુવા કરે છે, કારણ તેને જોશ રહે એવું તેનો ધણી તેને ઇછતો નથી.

મેં પુછ્યું 'આ રવાનો કોણનાં છે અને તેમનાથી શું પાપ થયું હતું?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે—'એ રવાંનો તે પાપી ઓરતોનાં છે જેણીઓએ દુનિયામાં દસ્તાન વખતે ખોરાક રાંધ્યો હતો અને તે અશો મરદ આગળ લઇ જવામાં આવ્યો હતો તથા તેને ખાવાને ફરમાવવામાં આવ્યું હતું. વળી તેઓ હંમેશ જાદુનો ઉપયોગ કરતી હતી અને તેઓએ સપંદારમદની જમીન તથા અશો મરદને દુઃખી કીધાં હતાં.'"

---

# પ્રકરણ ૭૭ મું.

## ભારબરદારી જાનવરોને દુઃખ દેનારા પાપીઓ વિષે.

"પછી મેં રવાંનો દીઠાં જેમની પીઠ, હાથ અને પગો ઉપર જખમ થયલા હતા અને તેઓને પીગળેલાં પીત્તળમાં ઉંધે મસ્તક લટકાવેલાં હતાં તથા ભારી પથરાઓનો તેઓની પીઠ ઉપર વરસાદ વરસતો હતો.

મેં પુછ્યું 'તેઓ કોણ છે અને તેમનાથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે—"એ રવાંનો તે પાપીઓનાં છે કે જેમના કને દુનિયામાં જાનવરો હતાં અને તેમની પાસ સખત મેહેનત કરાવી હતી, તથા તેમના ઉપર કાયદા વિરૂદ્ધ ભારી બોજો લાધ્યો હતો; અને પુરતો ખોરાક આપ્યો ન હતો જેથી તેઓ નાતવાનીથી દુઃખી થતાં હતાં અને જ્યારે તેમને સોજા આવતા ત્યારે તેમને તેઓ કામ કરવાથી પાછાં રાખતાં ન હતાં. અને તેમનો કશો ઇલાજ કરતાં ન હતાં. હવે તેઓએ આવી સખત સજા ખમવી જોઇએ.'"

---

## પ્રકરણ ૭૮ મું.

### જનાકારીનાં બાળકનો નાશ કરનારી પાપી ઓરત વિષે.

"પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેણી પોતાનાં આંચળોથી એક લોખંડના ડુંગરને ખોદતી હતી, અને એક બાળક ટેકડીની પેલી બાજુથી રડતું હતું અને તેની ચીચ્યારી હંમેશ ચાલુ રહેતી હતી પણ તે બાળક તેની મા કને આવતું નથી તેમજ તે માતા તે બાળક તરફ જતી નથી.

મેં તેને પુછ્યું કે 'આ ઓરતનાં શરીરથી શું ગુનાહ કરવામાં આવ્યો હતો કે તેણીનું રવાંન આવી સખત સજા ખમે છે?'

અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણી દુનિયામાં પોતાના ભરથારની નહીં પણ બીજા શખ્સથી હમેલદાર થઇ હતી અને તેણી આ પ્રમાણે બોલી હતી કે હું હમેલદાર થઇ નથી. તેણીએ વળી તે બાળકનો નાશ કર્યો હતો.'"

---

## પ્રકરણ ૭૯ મું.

### લાંચ લઇ ખોટો ઇનસાફ કરનાર પાપી વિષે.

"મેં વળી એક મરદનું રવાંન દીઠું જેની બંને આંખોના ડોળા કહાડી લેવામાં આવ્યા હતા તથા તેની જબાન કાપી નાખવામાં આવી હતી અને તે દોજખમાં એક પગે ઉંધે મસ્તક લટકાયલો હતો. તેનું શરીર એક પીત્તળના કાંટાના બે સળીયાઓ વડે ઓખવવામાં આવતું હતું, અને એક લોખંડનો ખીલો તેનાં માથાંમાં ઠોકવામાં આવ્યો હતો.

મેં પુછ્યું કે 'એ મરદ કોણ છે? અને તેનાથી શું પાપ થયું હતુ?'

અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે "એ રવાંન તે પાપી મરદનું છે કે જેણે દુનિયામાં જુઠો ઇનસાફ કર્યો હતો—અને તેણે લાંચ લીધી હતી તથા જુઠા ચુકાદાઓ આપ્યા હતા.'"

## પ્રકરણ ૮૦ મું.

### ખોટાં જોખ તથા માપ રાખનારા પાપીઓ વિષે.

"પછી મેં કેટલાંકોનાં રવાંનો દીઠાં, જેઓ ઉંધે મસ્તક દોજખમાં લટકાયલાં હતાં, અને માણસોનું લોહી, ગલીચી તથા ભેજાં જબરીથી તેમનાં મોહોડાંમાં મેલવામાં આવતાં હતાં તથા તેમના નાકોમાં નરક લઇ જવામાં આવતું હતું અને તેઓ હંમેશ બુમ પાડતા કે હમો તો વાજબી માપ રાખ્યે છીએ.

મેં પુછ્યું કે 'એ રવાંનો કોણ છે? અને તેમનાથી શું પાપ થયું હતું?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "એ રવાનો તે પાપીઓનાં છે જેઓએ દુનિયામાં જોખ તથા 'કફીઝ' તથા બીજાં ન્હાનાં જોખો ઓછાં રાખ્યાં હતાં તથા માણસોને ચીજો ઓછી વેચી હતી.'"

---

## પ્રકરણ ૮૧ મું.

### વેશ્યા અને જાદુગર ઓરતોનાં પાપી રવાંનો વિષે.

"પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેની જબાન કપાઇ ગયલી હતી તથા આંખના ડોળા કહાડી લેવામાં આવ્યા હતા અને સાંપો, વિછુઓ, કીડાઓ, અને બીજા ખરફસ્તરો હંમેશ તેણીનાં માથાંનું ભેજું ખાતાં હતાં અને વખતે વખત તેણી પોતાનાં શરીરને દાંત વટે પકડતી અને માંસ કરડતી હતી."

મેં પુછ્યું કે 'આ ઓરતનાં તનથી શું પાપ થયું હતું?'

અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણી પોતાની જીંદગીમાં એક વેશ્યા હતી–તેણીએ વળી ઘણું જાદુ કર્યું હતું, તથા તેણીથી ઘણું નુકસાન થયું હતું.'

## પ્રકરણ ૮૨ મું.

### ભરથારને ગાળો ભાંડનારી પાપી ઓરત વિષે.

"પછી મેં એક ચોકસ ઓરતનું રવાંન દીઠું જેની જબાન તોડી કાઢવામાં આવી હતી."

મેં પુછ્યું કે–'આ ઓરતથી શું પાપ થયું હતું?'

અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે–'આ રવાંન તે પાપી ઓરતનું છે જેણીની જબાન દુનિયામાં તિક્ષણ હતી અને તેણીનો ભરથાર તથા સરદાર તેણીની જબાનથી ઘણો દુઃખી થયો હતો.'"

---

## પ્રકરણ ૮૩ મું.

### ભરથારને બુમ પડાવી ખોરાક ચોરી ખાનાર પાપી ઓરત વિષે.

"મેં વળી એક ઓરતનું રવાંન દીઠું, જેણી હંમેશ પોતાનો નસો ખાતી હતી.

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું ગુનાહ કરવામાં આવ્યો હતો?'

અશો સરોશ તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી ઓરતનું છે જેણીએ દુનિયામાં ઘણો ખોરાક પોતાનાં ભરથારથી છુપાવીને ખાધો હતો તથા બીજાઓને ખાવા આપ્યો હતો; અને પોતાનાં ભરથારને બુમ પડાવી હતી.'"

---

## પ્રકરણ ૮૪ મું.

### ઝેર દેનારી ઓરતનાં પાપી રવાંન વિષે.

"વળી મેં એક ઓરતનું રવાંન દીઠું જેનાં આંચળ કાપવામાં આવ્યાં હતાં. તથા પેટ ચીરી નાખવામાં આવ્યું હતું અને તેણીનાં આંતરડાં કુતરાંઓને ખાવા આપવામાં આવ્યાં હતાં.

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું પાપ કરવામાં આવ્યું હતું?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીથી અફીણનું ઝેર તથા તેલ બનાવવામાં તથા તૈયાર કરવામાં આવ્યું હતું અને લોકોને તે ખાવા માટે તેણીથી આપવામાં આવ્યું હતું.'"

---

## પ્રકરણ ૮૫ મું.

### ભલા ખાવંદને છોડી બુરા મરદ સાથ જનાકારી કરનાર પાપી ઓરત વિષે.

"પછી મેં એક ઓરતનું રવાંન દીઠું જેણીના તન ઉપર લોખંડનું પડ કરવામાં આવતુ હતું, તથા મોહોડું ફેરવીને ગરમ ભઠ્ઠીમાં મેલવામાં આવતું હતું.

મેં પુછ્યું કે–'આ ઓરતથી શું પાપ કરવામાં આવ્યું હતું?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "આ રવાંન તે પાપી ઓરતનું છે જેણી જીવતાંઓમાં એક સારી નેમવાલા બાહોશ મરદની બાયડી હતી, અને તેણીએ પોતાનાં ભરથાર સાથનો કોલ તોડીને એક પાપી તથા બુરી નેમના મરદ સાથે બદફેલી કીધી હતી."

---

## પ્રકરણ ૮૬ મું.

### સગપણનાં લગ્ન તોડનારી ઓરતનાં પાપી રવાંન વિષે.

"વળી મેં એક ઓરતનું રવાંન દીઠું જેણીનાં તનમાંથી એક ભયંકર સાંપ દાખલ થઇ મોહોડાં વાટે બાહેર નિકળતો હતો.

મેં પુછ્યું કે 'આ ઓરતનાં તનથી શું પાપ થયું હતું કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંન તે પાપી ઓરતનું છે કે જેણીએ ખએતવદથનું જોડું તોડયું હતું.'"

---

## પ્રકરણ ૮૭ મું.

## પૈસાના લોભથી પોતાનાં બાળકને દુધ નહીં પાનાર ઓરતનાં પાપી રવાંન વિષે.

"પછી મેં એક ઓરતનું રવાંન દીઠું જેણી હંમેશ પોતાનું તન તથા મોહું લોખંડના નીખ્યા વડે ઓખવતી હતી તથા લોખંડનો એક ડુંગર પોતાનાં થાન વડે ખોદતી હતી.

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું પાપ કરવામાં આવ્યું હતું?'

અશો સરોશે તથા આદર યઝદે કહયું કે "આ રવાંન તે પાપી ઓરતનું છે જેણીએ દુનિયામાં એક ગુનાહ કર્યો હતો અને દોલત માટેની ઇચ્છાથી પોતાનાં બાળકને દુધ પાયું ન હતું અને હવે તેણી હંમેશ બુમ પાડે છે કે 'મને અહીં ડુંગર ખોદવા દો કે તે બાળકને હું દુધ આપું;' પરંતુ કયામત આવવા સુધી તેણી તે બાળકને પોહોંચી શકનાર નથી'."

---

## પ્રકરણ ૮૮ મું.

## પારકી ઓરતોને બગાડનાર પાપીનાં રવાંન વિષે.

"વળી મેં એક મરદનું રવાંન દીઠું જે ઉંધે મસ્તક ફાંસીને લાકડે લટકાયલો હતો. અને હંમેશ હમખીસ્તર થતો હતો—અને તેનાં મોઢાં, દાંત તથા નાકમાં તોખમ નાખવામાં આવતાં હતાં."

મેં પુછયું કે 'આ મરદનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાંનને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "આ રવાંન તે પાપી મરદનું છે જેણે દુનિયામાં અઘટીત વ્યભીચાર કર્યો હતો અને બીજાઓની બાયડીઓને ઠગીને બગાડી હતી."

# પ્રકરણ ૮૯ મું.

## બખીલ તથા એકલપેટા લોકોનાં પાપી રવાંનો વિષે.

"પછી વળી મેં તેઓનાં રવાંનો દીઠાં જેઓ નબળાઇને લીધે દોજખમાં એક બાજુથી બીજી બાજુ પછાડા મારતાં હતાં; અને તેઓ હંમેશ ભુખ, પ્યાસ, ઠંડી અને ગરમીને લીધે બુમો પાડતાં હતાં; અને ખરફસ્તરો તેમના પગના પાછળા ભાગો તથા બીજા અવયવો કરડતાં હતાં.

મેં પુછ્યું કે 'આ રવાંનોમાંના પેલાંઓથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંનો તે પાપીઓનાં છે કે જેમનો ખોરાક તથા કપડાં દુનિયામાં તેમનાજ ઉપયોગમાં લેવામાં આવ્યાં હતાં અને ભલા તથા લાયક લોકોને તેઓથી કાંઇ મળ્યું ન હતું; અને તેઓએ કશી પ્રકારની ઉદારતા બતાવી ન હતી અને તેઓએ પોતાને તથા જે લોકો આવીને તેમની સંભાળ હેઠળ રહ્યાં હતાં તેમને ભુખ્યાં અને પ્યાસાં તથા વસ્ત્ર વિનાનાં રાખ્યાં હતાં-જેથી તેઓને ઠંડી, ગરમી, ભુખ અને તરસની વેદના ખમવી પડી હતી. હવે તેઓ મરણ પામ્યાં છે અને તેમની દોલત બીજાઓને માટે રહી છે અને હવે એ રવાંનોને તેમનાં પોતાનાં કરતુકોને લીધે આવી સખત સજા ખમવી પડે છે.'"

## પ્રકરણ ૯૦ મું.

### જુઠા લોકો અને ધર્મને બુરૂં બોલનારા પાપીઓ વિષે.

"વળી મેં તેમનાં રવાંનો દીઠાં જેમને સાંપો દંખ દે છે અને હંમેશ તેમની જીભ ખાય છે. મેં પુછ્યું કે 'એ લોકો જેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે તેમનાથી શું પાપ થયું હતું?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "એ રવાંનો તે જુઠા અને નાફરમાનીઓનાં છે, જેઓ દુનિયામાં ઘણું જુઠું અને ખોટું તથા ધર્મને બુરૂં બોલ્યા હતા?"

---

## પ્રકરણ ૯૧ મું.

### લાંચ રૂશ્વત લેનારા ન્યાયાધીશનાં પાપી રવાંન વિષે.

"પછી મેં વળી એક મરદનું રવાંન દીઠું જે પોતાનાં બાળકને કાપીને હંમેશ તેનું ભેજું ખાતો હતો.

મેં પુછ્યું કે–'આ મરદનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે–"આ રવાંન તે સજા કરનાર ન્યાયાધીશનું છે કે જેણે ઇન્સાફ મેળવવા માટે આવેલા અરજદારો વચ્ચે ગેરવાજબી ચુકાદા કર્યા હતા અને વાદી પ્રતીવાદીઓ તરફ વાજબી તથા ઇન્સાફની રાહે જોયું ન હતું પણ દોલત તથા લોભની ખાહેશથી દાવાદારો તરફ ગુસ્સા અને સખતાઇથી બુમ પાડતો હતો."

---

## પ્રકરણ ૯૨ મું.

## કપટી લોકોનાં પાપી રવાંનો વિષે.

"પછી મેં વળી તેઓનાં રવાંનો દીઠાં જેમની આંખોમાં લાકડાનો એક પૈયો ખોસવામાં આવ્યો હતો.

મેં પુછયું કે 'એમનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?'

"અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'એ રવાંનો તે કપટીઓનાં છે જેઓએ માણસોથી ફાયદા પછાત નાખ્યા હતા' (યાને માણસોને ફાયદો થવા દીધો ન હતો.)"

---

## પ્રકરણ ૯૩ મું.

## મુસાફરોને આશરો નહીં આપનારાઓનાં પાપી રવાંનો વિષે.

"મેં વળી તેઓનાં રવાંનો દીઠાં જેઓ દોજખમાં ઉંધે મસ્તક પડેલાં હતાં, અને નીચેથી તેમના ઉપર ધુમાડો તથા ગરમી અને ઉપરથી થંડો પવન આવતો હતો.

મેં પુછયું કે 'તેમનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "'એ રવાંનો તેમનાં છે કે જેઓએ દુનિયામાં મુસાફરોને કાંઇ જગ્યા કે કારવાનસરા કે રેહેઠાન કે જમીન કે ભઠ્ઠી આપી ન હતી અથવા આપી હતી તો તે માટે ભાડું લીધું હતું."

---

## પ્રકરણ ૯૪ મું.

## દુનિયાઇ લાલચ ખાતર પોતાનાં બાળકોને દુધ નહીં પાનાર પાપી ઓરત વિષે.

"વળી મેં તેઓનાં રવાંનો દીઠાં કે જેમનાં પોતાનાં થાન તેમના પોતાનાં હાથે ગરમ કઢાઇમાં મેલાયલાં હતાં અને હંમેશ એક તરફથી બીજી તરફ ફેરવવામાં આવતાં હતાં.

મેં પુછ્યું કે 'એ ઓરતોથી શું પાપ થયું હતું કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?'

"અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે-'એ રવાંનો તે ઓરતોનાં છે જેઓએ પોતાનાં બાળકોને દુધ પાયું ન હતું પણ તેમને દુર્બળ કરી મારી નાખ્યાં હતાં અને દુનિયામાં નફાને ખાતર બીજાઓનાં બાળકોને દુધ આપ્યું હતું.'"

## પ્રકરણ ૯૫ મું.

## બાળકને તજી દેનાર અને બેગાના મરદ સાથે નિકળી જનાર ઓરત વિષે.

"પછી મેં એક ઓરતનું રવાંન દીઠું જેણી હંમેશ પોતાનાં થાનો વડે ડુંગર ખોદતી હતી, અને હંમેશ ભુખી તથા પ્યાસી રહેતી હતી."

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું ગુનાહ થયો હતો?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે "આ રવાંન તે પાપી ઓરતનું કે જેણીએ પોતાનાં બાળકને દુધ પાયું ન હતું પણ તેને ભુખ્યું અને તરસ્યું રાખ્યું હતું, અને પોતે એક બેગાના મરદ સાથે લોભ તથા બુરા હવસના ખાહેશથી જતી રહી હતી."

## પ્રકરણ ૯૬ મું.

### બીજની વાવણી ન કરતાં તેમનો ગેરઉપયોગ કરનાર પાપી વિષે.

“મેં વળી એક મરદનું રવાંન દીઠું જેની જીભ કાપી કહાડવામાં આવી હતી અને તેને હંમેશ બાલ પકડી ખેંચવામાં આવતો હતો તથા તેની આગળ નસો મેળવામાં આવતો હતો અને તે તેને ‘કફીજ’ થી ભરીને ખાવા આપવામાં આવતો હતો.

મેં પુછ્યું કે ‘આ મરદથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવો સખત અજાબ ખેંચવો પડે છે?’

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે ‘આ રવાંન તે પાપી મરદનું છે જેણે દુનિયામાં બીજ લીધાં હતાં અને કહ્યું હતું—કે—‘હું એને વાવીશ’—પણ તેણે વાવ્યાં ન હતાં પણ તે તેને ખાઇ ગયો હતો અને સપંદારમદની જમીનને લૂંટી હતી.’”

---

## પ્રકરણ ૯૭ મું.

### જુઠું બોલનાર અને ઠગાઇ કરનારા પાપીઓ વિષે.

“વળી મેં એક મરદ અને એક ઓરતનાં રવાંન દીઠાં જેમની જવાન કાપી કહાડવામાં આવેલી હતી.”

મેં પુછ્યું કે ‘એમનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનને આવી સખત સજા ભોગવવી પડે છે?’

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે ‘એ રવાંનો તે પાપી મરદ અને ઓરતનાં છે કે જેઓ જીવતાંઓમાં ઘણું જુઠું અને ખોટું બોલ્યાં હતાં અને પોતાના અંતઃકરણને તેઓએ ઠગ્યાં હતાં.’”

## પ્રકરણ ૯૮ મું.

### નસો ખાનાર તથા દાદાર અહુરમઝદનાં પ્રાણીઓને નાહક કતલ કરનારાં પાપીઓ વિષે.

"વળી મેં એક ઓરત તથા એક મરદનું રવાંન દીઠું જેઓ વામીટ કરતાં અને તેજ પાછું તેઓ ખાઇ જતાં હતાં.

મેં પુછ્યું કે 'તેમનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'આ રવાંનો તે પાપી મરદ અને ઓરતનાં છે કે જેઓએ દુનિયામાં ગુનાહ ભરી રીતે નસો ખાધો હતો અને પ્રાણીમાં રેહેનાર 'ઉદ્ર'[1] પ્રાણીને મારી નાખ્યું હતું તથા દાદાર અહુરમઝદનાં બીજા પ્રાણીઓનો નાશ કર્યો હતો તથા તેમની કતલ કરી હતી.'"

---

## પ્રકરણ ૯૯ મું.

### પોતાના હાકમ સામે બળવો કરનારાઓનાં પાપી રવાંનો વિષે.

"મેં કેટલાંક બીજા પાપી મરદો તથા ઓરતોનાં રવાંનો દીઠાં જેઓને હંમેશ ભયંકર, ધાસ્તી ભરી, નુકસાનકારક, દુઃખદાયક અંધારાં દોજખની વેદના તથા સજા તરેવાર પ્રકારની ખમવી પડે છે."

વળી મેં કેટલાંક રવાંનો દીઠાં જેમની જબાંનો લાકડાંનાં પૈયા વડે સોહોરવામાં આવતી હતી, અને જેઓ હંમેશ ઉંધે મસ્તક દોજખમાં

---

૧. વંદીદાદમાં "ઉદ્ર"ને મારનાર ધણીને દશ હજાર ફટકા મારવા જણાવ્યા છે—(આ ફટકાની કીંમત ૬૦૦૦૦ દીરમ થાય છે) અને તે ઉપરાંત આતશને માટે પુષ્કળ ભેટ લઇ જવાની, યજશને કરાવવાની તથા હજારો સાપ વગેરે ખરફસ્તરો મારવાને તાકીદ કરવામાં આવી છે.

જતાં હતાં અને દેવો તેમનાં આખાં શરીરને લોખંડનાં નીખ્યાં વડે હલમાં જોડી ચલાવતા હતાં.

મેં પુછ્યું કે–'એ રવાંનો કોણનાં છે? અને તેમનાથી શું પાપ થયું હતું કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર યઝદે કહ્યું કે 'એ રવાંનો તે પાપીઓનાં છે જેઓ દુનિયામાં પોતાનાં હાકમોને નાફરમાન થયાં હતાં અને પોતાના હાકમોનાં લશ્કર તથા સ્વારોનાં દુશ્મન હતા–હવે તેમને આવી સખત વેદના અને દુઃખ ભરી સજા ભોગવવીજ જોઈએ.'"

---

# પ્રકરણ ૧૦૦ મું.

## ઘનામીનો પાપીઓની મશ્કેરી કરે છે તે વિષે.

પછી મેં પુર મોહોત વાળા દુનિયાનો નાશ કરનાર બદતર દીન વાળા ઘનામીનોને દીઠો, જે હંમેશ પાપીઓની દોજખમાં ઠઠ્ઠા મશ્કરી કરતો હતો અને બોલતો કે 'તમે શા માટે હંમેશ દાદાર અહુરમઝદની રોટલી ખાઈને મારાં કામ કર્યાં? અને તમારા પોતાનાં પેદા કરનાર વિષે વિચાર કર્યો નહીં પણ મારી મરજી મુજબ ચાલ્યાં?' એ પ્રમાણે તે હંમેશ પાપીઓને ઘણી મશ્કેરીથી બુમ પાડી કેહેતો હતો.[1]

---

૧. પાજંદ વિરાફનામામાં આ પ્રકરણને છેડે નીચે મુજબનો વધારો કર્યો છેઃ— "અને તેઓ પોતાનાં કરતુકોનો બદલો અણગમતો કયામતના વખત સુધી મેળવે છે. જ્યારે તેણે મને પોતાવાં સજા કરવાનાં દોજખમાં મોકલ્યો ત્યારે હું આદર યઝદની પાછળ ચાલ્યો હતો અને મેં સર્વથી અંધારૂં દોજખ દીઠું હતું અને તે મને એક લાંબા ભાલા જેટલા ઉંડા ખાડા જેટલું લાગ્યું હતું. વળી મને અંધારૂં એટલું બધું દીસ્યું કે દુનિયામાં જેટલું સુકું લાકડું છે તે સઘળું બાળવામાં આવે તોપણ તે અતીશય અંધારાં દોજખમાં સહેજ પણ રોશની થઇ શકે નહીં."

# પ્રકરણ ૧૦૧ મું.

## વિરાફનું દોજખમાંથી નિકળી પાછું દાદાર અહુરમઝદની દરબારમાં જઇ પુગવું–દાદાર અહુરમઝદે તેના કણે મજદયસનાને કહેવાડેલો સંદેશો.

પછી અશો સરોશે તથા આદર યઝદે મારો હાથ પકડયો અને મને તે અંધારી, ભયંકાર, અને ધાસ્તીકારક જગ્યામાંથી તેઓ બાહેર લાવ્યાં અને હંમેશગીની રોશની તરફ તથા દાદાર અહુરમઝદ અને અમશાસ્પંદોની મીજલસ તરફ લઇ ગયાં. ત્યાં મેં દાદાર અહુરમઝદ આગળ નમાજ કરવાને ખાહેશ બતાવી અને તેણે મેહેરબાની બતાવી કહ્યું કે[૧]–"અશો અર્દા વિરાફ, મજદયસનાનોના કાસદ! તું વફાદાર નોકર છે! ફાની દુનિયામાં તું જા અને જે પ્રમાણે તેં દીઠું છે તથા સાંભળ્યું છે તેજ પ્રમાણે સાચે સાચું ફાની દુનિયાનાં લોકોને કહેજે કારણ કે હું જે દાદાર અહુરમઝદ તે તારી સાથે છું. જે કોઇ સાચું અને ખરૂં બોલે છે તેને હું માન આપું છું તથા પીછાણું છું.[૨] એ પ્રમાણે ડાહ્યાં લોકોને તું કહેજે."

જ્યારે દાદાર અહુરમઝદે મને એમ કહ્યું ત્યારે હું અજાયબ થયો કારણ કે મેં એક રોશની દીઠી પણ કોઇબી શખ્સને દીઠો નહીં. મેં વળી એક અવાજ સાંભળ્યો અને હું સમજ્યો કે એ દાદાર અહુરમઝદ છે.

---

૧. એક બીજી નકલમાં ઉપલા સઘળા ફકરાઓને બદલે નીચે મુજબ જણાવ્યું છેઃ—"પછી આદર યઝદના હંમેશગીની રોશની તરફ લઇ જવાથી હું દાદાર અહુરમઝદની રૂબરૂ લઈ જવાયો હતો. મેં નેમાજ કરી અને દાદાર અહુરમઝદે કહ્યું કે—(ઇત્યાદી).

૨. એક બીજી નકલમાં એની પછી નીચે મુજબના શબ્દો વધારે મળે છે!—"મે- અર્દાવિરાફે તેના શબ્દો સાંભળ્યા પણ હું કોઇને જોઇ શકયો નહીં પણ એક રોશની દીઠી—હું ગુંથણ મંડયે બંદગી કરવા પડયો અને બોલ્યો કે 'મજદયસ્નોએ મને ફરમાવ્યું છે કે તું અર્દા (અશો જરથોસ્ત પાસે) જા, કારણ કે જીવતાંઓમાં અમે જે સારાં કામો કર્યે છીયે તે હેયાતી ભોગવે છે કે નહીં તે અમે જાણતા નથી.' ત્યારે તે ઇનસાફી અને સઘળા યઝદોમાં ઘણાજ સખી દાદાર અહુરમઝદે કહ્યું કે (ઇત્યાદી).

અને તે પેદા કરનાર તથા યઝદોમાં ઘણીજ વૃદ્ધિ કરનાર દાદાર અહુરમઝદે કહ્યું કે "ઓ અર્દા વિરાફ! દુનિયાનાં મજદયસનાનોને તું કેહેજે કે–'અશોઇનો એકજ માર્ગ અસલ ધર્મનો રસ્તો છે અને બીજા રસ્તાઓ કાંઇ રસ્તા નથી. તમે તે એકજ રસ્તો જે અશોઇનો છે તે પકડજો અને ઉદય વેળા યા અસ્ત વેળા કોઇપણ રીતે તે માર્ગથી તમે ફરતા ના. અને 'હુમત'–સારા વિચારો, 'હુખ્ત' સારા સુખનો અને 'હવરશ્ત' સારા કામો ઉપર અમલ કરજો–અને તેજ ધર્મમાં રેહેજો કે જે તેને–સ્પિતમાન ઝરથુસ્ત્રને–મારાથી મળ્યો હતો અને વિસ્તાસ્પે (ગુસ્તાસ્પ પાદશાહે) દુનિયામાં ફેલાવ્યો હતો. અને મારા કાયદા મુજબ ચાલજો અને અણઘટતા કાયદાથી પરહેજ રેહેજો અને તમે આ વિષે સાહુચેત રેહેજો કે ગોસ્પંદો ધુળ બરાબર છે, ઘોડો ધુળ બરાબર છે, સોનાં રૂપાં ધુળ બરાબર છે અને માણસનું તન ધુળ બરાબર છે. તે એકલોજ ધુળ સાથે મળતો નથી કે જે દુનિયામાં અશોઇની વખાણ કરે છે,[1] અને પોતાની ફરજ બજાવે છે તથા સારાં કામો કરે છે. ઓ અર્દા વિરાફ! તું સંપૂર્ણ છે; જા અને આબાદ થા. જે દરેક અશોઇ અને પાકીજગી તમે કરોછો તથા રાખોછો અને બરસનુંમ તથા ક્રિયા જ્યારે પાછું પરવર દેગારને ધ્યાનમાં રાખીને કરોછો અને જે દરેક ચીજ દીનના કાયદા મુજબ તમે રાખોછો ત્યારે હું તે સઘળું જાણું છું."

---

૧. એક બીજી નકલમાં નીચે મુજબનો વધારો કર્યો છે:—"વળી અહુરમઝદે અશો સરોશ તથા આદર યઝદને કહ્યું કે—"ભલાં કામો કરનારાઓનો હેવાલ એને બતાવો. મેં અશો સરોશ તથા આદર યઝદનો હાથ પકડયો અને તેઓ ચિન્વત પુલને નાકે ગયા કે જ્યાં રશ્નુ રાસ્ત, મહેર યઝદ તથા દુનિયાનો ફત્તેહમંદ સરદાર આસ્તાદ યઝદ એ સઘળા બેઠા હતા; તેઓ સઘળી પેદાયશમાં સર્વથી તારીફ લાયક અને આકાશ કરતાં ઘણાજ વધારે શોહામણા હતા તેમની આગળ મને લઈ જવામાં આવ્યો. અને તેઓ બોલ્યા કે:—"ત્યારે જે કાંઇ તેં માણસોને, મેંઢાઓને, ઢોરોને, જમીનને, ઝાડોને, આતશને તથા પાણીને જે કાંઇ કર્યું હોય તે કહે અને સાચું બોલજે કારણ કે ઘાંથી સચ્ચાઇની મારફતે જવાની જરૂર પડે છે. પછી હું ખુશી થયો કારણ કે અશો લોકોનાં ફરોહરોએ આ પ્રમાણે જુબાની આપી કે મેં કશું પાપ કર્યું નથી. વળી દાદાર અહુરમઝદે કહ્યું કે (ઇત્યાદી).

મેં જ્યારે એ શબ્દો સાંભળ્યા ત્યારે પેદા કરનાર દાદાર અહુરમઝદને મેં ઘણુંજ નમન કરયું. વળી અશો સરોશ ફત્તેહ અને હીંમત સાથે આ ગાલીચાની જગ્યાએ મને લઇ આવ્યો.–મજદયસનાનો! ભલાં ધર્મની કીર્તિની ફત્તેહ થાઓ. તનદરોસ્તી અને ખુશી તથા ખુશાલી સાથે આ વર્ણન સંપૂર્ણ કર્યું છે.

સમાપ્ત.

# ગોશ્તે ફરયાનો

## યાને

## શયતાનની મદદ મેળવનાર ઉપર દાદાર અહુરમઝદની મદદ મેળવનારની ફત્તેહ.

### ભેદી સવાલો અને તેના જવાબ.

ગોશ્તે ફરયાનો નામની નાની કેતાબ જે "અર્દા વિરાફ નામાં" સાથે વિદ્વાન **મારતીન હાઉગે** પેહેલ્વીમાંથી ઇંગ્રેજી તરજુમો કરીને છપાવી હતી તેનો ગુજરાતી તરજુમો વાંચવા જોગ જાણી નીચે આપ્યો છે.

### પ્રકરણ ૧ લું.

ગોશ્તે ફરયાનોની[૧] આ વાર્તા યઝદાંનની મદદ ફત્તેહમંદ થાઓ!

એમ કહેવાયું છે કે જે વખતે જાદુગર અખ્ત સીત્તેર હજાર માણસોનાં લશ્કર સહીત ભેદી સવાલોની સમજ આપનારાઓનાં શેહેરમાં ગયો તે

૧. આ નામ આવાં યશ્તના "યોઇશ્તો યો ફરયનનામ"ને બરોબર મળતું આવે છે. આવાં યશ્તના ૮૧–૮૩ મા ફકરાઓમાં તેનાં માટે નીચલું વર્ણન મળે છેઃ ફરયાન ખાનદાનવાલા યોઇશ્તએ સો ઘોડાઓ અને હજાર ગોરપંદો અને નવાં જનમેલાં દશ હજાર જનાવરો તેને (અરદ્વિને) ભેટ આપવાની બંદગી રંઘહા નદીના કીનારા ઉપર કરી પછી તેણે તેણીની પાસે આ મુરાદ ચાહીઃ—"એ ભલી અને ઘણી મેહેરબાન અરદ્વિસૂર અનાહિત! મને એટલી બક્ષેસ કર કે જેથી દુશ્ત અને અંધારી તોખમના અખત્ય ઉપર હું ફત્તેહ મેળવું અને તે દુશ્ત અને અંધારાંની તોખમના અખત્યએ મને પુછેલા ૯૯ સખ્ત અને કપતી સવાલોનો હું જવાબ આપી શકું." આ તેની અરજ બહાલ રહી હતી.

વેળાએ તેણે આ પ્રમાણે બાગે બુલંદ જાહેર કર્યું કે, ભેદી સવાલોની સમજ આપનારાઓનાં શેહેરનો હું હાથીઓ પાસે નાશ કરાવીશ. અને જ્યારે તે ત્યાં પોહોંચ્યો ત્યારે તેણે વળી એવી માંગણી કરી કે, પંદર વરસની ઉમરથી યઝદાંનનાં તરીકાથી વેગળો નહીં ગયલો એવો એક મરદ તેને લાવી આપવો. એવા શખ્સને તે એક ઉખ્યાણું પુછતો અને જે કોઇ તેનો જવાબ આપી ન શકતો તેને પકડીને તે કાપી નાખતો હતો.

અને પાછળથી તે ભેદી સવાલોની સમજ આપનારા શેહેરમાં—મારસ્પન્દ નામે એક શખ્સ નિકળી આવ્યો અને તેણે તે જાદુગર અખ્તને કહ્યું કે, ભેદી સવાલ સમજાવનારાઓનાં શેહેરને હાથીઓથી નાશ ના કર અને આ નિર્દોષ લોકોને મારી ના નાખ, કારણ કે ભેદી સવાલોનો જવાબ આપનારા લોકોનાં આ શેહેરમાં ગોશ્તે ફ્રયાનો નામે એક શખ્સ ૧૫ વરશની ઉમરથી યઝદાંનનાં તરીકાથી મુદ્દલ વેગળો ગયલો નહીં એવો છે અને તું જે કાંઇ ઉખ્યાણાં પુછે તે દરેકનો ખુલાસો તે તને આપશે.

ત્યારે તે જાદુગર અખ્તે, ગોશ્તે ફ્રયાનો ઉપર એક સંદેશો મોકલ્યો કે, તું મારાં મકાનમાં આવ કે જેથી હું તને ૩૩[1] ઉખ્યાણાઓ પુછું, અને જો તું કાંઇબી જવાબ ન આપશે અથવા એમ કેહેશે કે, હું એ જાણતો નથી તો હું તને તુરત મારી નાખીશ.

ગોશ્તે ફ્રયાનો જાદુગર અખ્તનાં મકાંન તરફ ગયો અને જાદુગર અખ્તે માણસોનો નસો બીસ્તરા હેઠળ રાખેલો હોવાથી તે અંદર ગયો નહીં, પણ તેણે તે જાદુગર અખ્ત ઉપર સંદેસો મોકલ્યો કે, તારે ત્યાં બીસ્તરા હેઠળ માણસનો નસો રાખેલો છે અને મારી મદદે સાતે અમશાસ્પંદો છે જેઓ જો હું નસાવાલી જગ્યાએ આવું તો મારૂં રક્ષણ છોડી ચાલી જતા રહે અને પછી તું જે ઉખ્યાણાં મને પુછવા માગે તે સમજાવવાને હું શક્તિવાન થાઉં નહીં.

---

૧. આવાં યસ્તમાં ૯૯ ઉખ્યાણાં કહ્યાં છે.

ત્યારે જાદુગર અખ્તે તે બીસ્તરો અને ચાદર ઉંચકી જવાને અને નવો બીસ્તરો મેલવાને પોતાનાં માણસોને ફર્માવ્યું અને ગોશ્તે ફરયાનોને અરજ કરી જણાવ્યું કે, આવ અને આ બીસ્તરા તથા ગાદી ઉપર બેસ અને હું તને પુછું તે ઉખ્યાણાનો ખરો ખુલાસો આપ.

ગોશ્તે ફરયાનોએ કહ્યું કે "અય પાપી અને દુષ્ટ જુલમગાર! આ ગાદી ઉપર બેસી શકતો નથી કારણ કે એ ગાદીમાં માણસનો નસો ભરેલો છે અને મારી સાથે ફરેસ્તાઓ તથા અમશાસ્પંદો છે તેઓ મારૂં રક્ષણ છે અને જો હું આ ગાદી ઉપર બેસું તો મારા ફરેસ્તાઓ મારૂં રક્ષણ છોડી દેશે, જેથી તું મને પુછે છે તે ઉખ્યાણાં સમજાવવાને હું શક્તિવાન થઇશ નહીં."

જાદુગર અખ્તે તે ગાદી ઉંચકાવીને નવી ગાદી મેલાવી ત્યાર બાદ ગોશ્તે ફરયાનો તે નવી ગાદી ઉપર બેઠો.

---

## પ્રકરણ ૨ જું.

જાદુગર અખ્તે ગોશ્તે ફરયાનોને પુછેલું પેહેલું ઉખ્યાણું આ મુજબ હતું: "આ દુન્યાનું બેહેસ્ત સારૂં છે કે મિનોઇ દુન્યાનું?"

ગોશ્તે ફરયાનોએ કહ્યું કે, "દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા પછી દોજખમાં પડજે! આ દુન્યાનું બેહેસ્ત મિનોઇ દુન્યાંનાં બેહેસ્ત કરતાં વધુ સારૂં છે, અને તેની મીસાલ એ છે કે જે કોઇ આ દુન્યામાં પોતાની ફરજ બજાવતો નથી અથવા ભલાં કામ કરતો નથી તેને અહીં તે માટે ઠપકો મળતો નથી; અને બીજી મીસાલ તારે માટે એ છે કે, જો તું આ દુન્યામાં નેકીનું કામ ન કરશે તો તું તેને લીધે ભલાં સ્વર્ગમાં જઇ શકશે નહીં."

જાદુગર અખ્તે એ શબ્દો જેવા સાંભળ્યા કે તે ગભરાટમાં પડયો અને તેને કાંઇ સુઝયું નહીં, અને તે બોલ્યો કે, "તું ગોશ્તે ફરયાનોને

લીધે હું જાદુગર અખ્ત કમનસીબ થયો છું કારણ તેં મારા ઉપર ફતેહ મેલવી છે. જેમ એક જોરાવર માણસ સર્વેથી જોરાવર માણસ ઉપર, એક જોરાવર ઘોડો સર્વેથી જોરાવર ઘોડા ઉપર, એક જોરાવર ગોધો સર્વેથી જોરાવર ગોધા ઉપર અને આકાશ જમીન ઉપર ફાવી જાય છે તેમ તું મારા ઉપર ફાવ્યો છે. કારણ કે આ ઉખ્યાણાંની મદદથી મેં ૯૦૦ મોબેદોને કાપી નાખ્યા હતા જેઓએ યઝદાંનની એટલી બધી બંદગી કરી હતી અને એટલો બધો હોમનો રસ પીધો હતો કે તેમનું સઘળું શરીર પીલું થઇ ગયું હતું. મેં વળી સ્પિતમની નવ દીકરીઓને કાપી નાખી હતી જો કે યઝદાંનની પરસ્તેસ કરવાથી તેઓને પાદશાહો તરફથી સોનાં તથા મોતીથી મઢી લીધેલું એક તાજ મળ્યું હતું. મેં જ્યારે તેમને પુછ્યું ત્યારે તેઓએ મને કહ્યું કે, મિનોઇ દુન્યામાં જે બેહેસ્ત છે તેજ ભલું છે. આથી મેં કહ્યું કે, જ્યારે તેને તમે ભલું ધારો છો, ત્યારે તમે તેજ ભલા બેહેસ્તમાં જાઓ તો ઠીક પડે, અને એમ જણાવી મેં તેમને કાપી નાખી હતી."

તેણે બીજું ઉખ્યાણું આ પ્રમાણે પુછ્યું: "દાદાર અહુરમઝદની પેદાયશોમાંની તે કઇ ચીજ છે કે જે પોતે બેસે છે ત્યારે તે પોતાનાં પગ ઉપર ઉભો રહે તેના કરતાં વધું ઉંચો થાય છે?"

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા પછી દોજખમાં પડજે! તું જે વિષે પુછે છે તે પ્રાણી કુત્રો છે."

તેણે ત્રીજું ઉખ્યાણું આ પ્રમાણે પુછ્યું: "દાદાર અહુરમઝદની પેદાયશમાંનું તે શું છે કે જે ચાલે છે પણ તેનાં પગલાં પડતાં નથી."

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુસ્ત અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે! તું જે વિષે પુછે છે તે ચલ્યું છે જે ચાલે છે પણ તેનું પગલું પડતું નથી."

તેણે પુછેલું ચોથું ઉખ્યાણું આ પ્રમાણે હતું: "દાદાર અહુરમઝદની પેદાયશમાં તે શું ચીજ છે કે જેનાં દાંત સિંગડાં જેવા હોય છે અને જેનાં સિંગડા માંસનાં હોય છે?"

ગોસ્તે ફ્રરયાનોએ કહ્યું કે, "ઓ દુસ્ત અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે! તું જેને વિષે પુછે છે તે મરઘાને નામે ઓળખાય છે, જે અશો સરોશનું પક્ષી છે; અને જ્યારે તે વાસે છે ત્યારે દાદાર અહુરમઝદની પેદાયશમાંથી સંકટને દુર કરે છે."

તેણે પુછેલું પાંચમું ઉખ્યાણું આ પ્રમાણે હતું: "ન્હાની છરી સારી છે કે થોડું ખાવું સારૂં છે."

ગોસ્તે ફ્રરયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે! ન્હાની છરી થોડું ખાવા કરતાં વધુ સારી છે; કરણ કે ન્હાની છરી વટી બરસમ[1] કાપીને ભેગી કરવી ઘટતું છે; પણ થોડું ખાધેલું પેટમાં પોહોંચતું નથી અને પોહોંચે છે તો તેથી પવન થાય છે."

તેણે પુછેલું છઠ્ઠું ઉખ્યાણું આ મુજબતું હતું: "ભરેલું શું છે? અને અરધું ભરેલું શું છે? તથા એવું શું છે જે કદી ભરેલું નથી હોતું?"

ગોસ્તે ફ્રરયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! ભરેલી ચીજ તે માણસ છે કે જે કીર્ત્તિમંદ છે અને તેટલાં માટે આ દુન્યામાં બળવંત છે અને જેનું રવાંન મુવા પછી અશો છે: અરધી ભરેલી ચીજ તે કંગાળ ગરીબાઇ છે કે જેને લીધે માણસ દુર્દશા ભોગવે છે પણ મુવા

---

૧. ઇજશ્ને, વંદીદાદ, બાજ વગેરે ક્રિયાઓમાં હાલ ધાતુના સલીયાઓ વપરાય છે; જ્યારે આગળ તેને બદલે દાડમ, ખજુરી વગેરે ઝાડોની ડાંખલીઓ વપરાતી હતી.

બાદ તેનું રવાંન અશો હોય છે; અને ખાલી અથવા કદી ન ભરાય એવી ચીજ તે માણસ છે કે જે જીવતાં જીવત કંગાલ્યાત ભોગવે છે અને મુવા બાદ તેનું રવાંન પાપી ઠરે છે."

તેણે પુછેલું સાતમું ઉખ્યાણું આ પ્રમાણે હતું: "તે કઇ ચીજ છે કે જે માણસો છુપાવા માંગે છે પણ તે છુપાવાને શકિતવાન હોતા નથી?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યત ભોગવજે અને મુવા પછી દોજખમાં પડજે! માણસો બુઢાપો છુપાવવા માગે છે જે કોઇનાથી છુપાવી શકાતો નથી કારણ કે બુઢાપો પોતાની મેળે દેખાઇ આવે છે."

આઠમુ ઉખ્યાણું તેણે આ મુજબનું પુછ્યું: "તે કયો જીવતો માણસ છે જે અસ્તી-વાહાદ (મોહોતના દેવ) ને જોય છે અને મરણ પામે છે, અને તે એવા ખાહેશ રાખે છે તે પાછો જીવતાંઓમાં જાય અને વળી પાછો અસ્તી-વાહાદને જોય છે અને મરણ પામે છે અને તે તેને સેહેલું લાગે છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા પછી દોજખમાં પડજે! જે માણસ વિશે તું પુછે છે તે તે માણસ છે કે જેણે ખોદાની પરસ્તેસ કદી કરી નથી અને હામનો રસ પીધો નથી; અને બીજો તે માણસ છે કે જે પરણવાની ઉમરે પોહોંચેલો હોય અને પરણેલો ન હોય; અને ત્રીજો માણસ તે છે કે જેણે જીંદગીમાં માણસને મુદલ માન આપ્યું ન હોય અને ખેરાત ન કરી હોય તથા દાદાર અહુરમઝદની આરાધનાં કરી ન હોય તથા અશો મરદોને આશોદાદ આપતાં બોલે છે કે હું આપું છું અને તેણે આપ્યું નથી; અને જ્યારે તે મરણ પામે છે ત્યારે તેની ખાહેશ એવી હોય છે કે તે જીવતાઓમાં પાછો જાય; અને તે પાછો મરણ પામે છે અને અસ્તી-વાહાદને જોય છે અને તે તેને સેહેલું લાગે છે."

તેણે પુછેલું નવમું ઉખ્યાણું આ પ્રમાણે હતું: "કેટલાં મહિનામાં હાથી અને ઘોડો, તથા ઉંટ અને ગધેડો, તથા ગાય અને મેંઢુ તથા ઓરત અને કુતરો તથા દુકકર અને બીલાડી બચ્ચાંનો જનમ આપે છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહજે અને મુવા બાદ દોજખમાં પડજે! હાથી ત્રણ વરશે અને ઘોડો તથા ઉટ અને ગધેડો બાર મહિને, અને ગાય તથા ઓરત નવ મહિને, મેંઢુ પાંચ મહિને અને કુત્રો તથા ડુકકર ચાર મહિને અને બીલાડી ચાલીસ દિવસે બચ્ચાંના જનમ આપે છે."

દશમું ઉખ્યાણુ તેણે આ પ્રમાણે પુછયું: "કયો માણસ વધુ મોજમજાહ અને વધુ સુખમા રહે છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહજ અને મુવા બાદ તું દોજખમાં પડજે! જે માણસ ધાસ્તી વિનાનો વધારે અને સંતોશી તથા વધુ દોલતમંદ હોય છે તે માણસ વધુ મોજમજાહ અને વધુ સુખમાં રહે છે."

અગ્યારમું ઉખ્યાણું તેણે પુછયું તે આ પ્રમાણે હતું: "એવી કઇ ચીજ છે જે આ દુન્યામાં દાદાર અહુરમઝદ અને અમશાસ્પંદો જેવી છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! દુન્યામાં એક હાકમ દાદાર અહુરમઝદ અને અમશાસ્પંદો જેવો છે અને હાકમોનું રેહેથાણ ખુબસુરત ગરોથમાન જેવું હોય છે અને હાકમોના પ્રધાનો અમશાસ્પંદો જેવા છે અને જેમ સેતારાઓમાં પવિંજનું સરસ રેહેથાણ છે તેવું રેહેથાણ તે પ્રધાનોનું હોય છે. બીજા માણસો જ્યારે ઉદ્યોગી અને ચાલાક હોય છે ત્યારે તેઓ આકાશ ઉપરના ન્હાના સેતારાઓ જેવા થાય છે."

તેણે પુછેલું બારમું ઉખ્યાણું આ મુજબનું હતું: "કયો ખોરાક વધુ પસંદ પડતો અને વધુ સ્વાદિષ્ટ છે?"

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! તે ખોરાક વધુ પસંદ કરવાજોગ અને સ્વાદિષ્ટ છે કે જે પ્રમાણીક મેહેનતથી મેળવેલો હોય તથા ભલાં કામોમાં ફરજ બજાવવામાં વપરાયો હોય."

તેણે પુછેલું તેરમું ઉખ્યાણું આ મુજબ હતું: "કયું એક છે અને કયું બે છે? તથા કયું ત્રણ છે? તથા કયું ચાર છે? અને કયું પાંચ છે? તથા કયું છ છે? તથા કયું સાત છે? તથા કયું આઠ છે? તથા નવ છે? તથા કયું દશ છે?"

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! સૂર્ય એક છે જે આખી દુન્યાને રોશનીવંત કરે છે; દમ લેવો તથા કાહડવો એ બે ચીજ છે; ભલાં વિચાર, ભલાં સુખન અને ભલાં કામો એ ત્રણ ચીજ છે, પ્રાણી, જમીન, ઝાડપાન અને જનાવરો એ ચાર ચીજ છે. પાંચ ભલાં કયાનીઓ[1] એ પાંચ ચીજ છે, ગહમબારની છ મોહોસમો[2] એ છ ચીજ છે, સાત અમશાસ્પંદો એ સાત ચીજ છે; આઠ ભલાં દાસ્તાનો (?) એ આઠ ચીજ છે; માણસોનાં શરીરમાંનાં નવ ખુલ્લા વેહે એ નવ ચીજ છે; અને માણસોનાં હાથોનાં દશ આંગલાં એ દશ ચીજ છે."

---

૧. કય કવાત, કય કાઉસ, કય ખુસરોવ, કય લોરાસ્પ અને કય ગુસ્તાસ્પ.

૨. જરથોસ્તી વરસના ૪૫ માં, ૧૦૫ માં, ૧૮૦ માં, ૨૧૦ માં, ૨૯૦ માં, અને ૩૬૫ માં દીવસો એ છ મોહસમો હોય છે.

## પ્રકરણ ૩ જું.

તેણે પુછેલું ત્રેવીસમું[૧] ઉખ્યાણું આ પ્રમાણે હતું: "વધારે ઠંડું શું છે?"

ગોશ્તે ફરયાનોએ કહ્યું કે "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! તું ધારે છે તે નહીં પણ હું જાણું છું તે વધારે ઠંડું છે કારણ કે તું એમ ધારે છે કે, પહાડ ઉપર રહેતો બરફ વધારે ઠંડો છે અને સુરજ તેને કદી ગરમ કરતો નથી; પણ તું ધારે છે તેમ નથી. એક પાપી માણસનું મન વધારે ઠંડું હોય છે, અને તેની મીસાલ એ છે કે, તું જાદુગર અખ્તનો એક ભાઇ છે જે ઘાતકી છે અને તેનાં શરીરમાં જે જથાબંધ ઝેર ભરેલું છે તેને સુરજથી કે આતશથી પિગળાવવાને તું શકિતવાન નથી. પણ તેને હું મારી હાથની હથેલીમાં મેલીશ એટલે તે પિગળવા માંડશે."

આથી જાદુગર અખ્તે પોતાના ભાઇને પકડાવી મગાવી કાપી નખાવ્યો અને તેનાં શરીરનું ઝેર પિગળાવવાને ફરમાવ્યું પણ સુરજથી કે આતશથી તે પિગળી શકયું નહીં, અને ગોશ્તે ફરયાનોએ તે હાથમાં લીધું એટલે તે પિગળી ગયું.

તેણે પુછેલો ચોવીસમો ભેદી સવાલ આ પ્રમાણે હતો: "વધારે ગરમ શું છે?"

ગોશ્તે ફરયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! એક અશો માણસના હાથની હથેલી વધુ ગરમ છે અને તેની મિસાલ એ છે કે,

---

૧. ગયાં પ્રકરણમાં આપણે તેર સવાલ જોયા છે પણ તે પછી વચમાં બીજા સવાલ પેહેલવીમાં મળતા નથી. કેટલાકો એમ ધારે છે કે, તેરમાં સવાલમાં જે દશ સવાલો સમાવેલા છે તેને છુટા છુટા ગણવાથી એ ગાળો પુરાયલો ગણાસે.

તારા ભાઇનું ઝેર સુરજ કે આતશથી પિગળાવી શકાયું ન હતું પણ જ્યારે તે મારા હાથની હથેલીમાં મેલવામાં આવ્યું ત્યારે તે પિગળી ગયું હતું."

તેણે પચ્ચીસમું ઉખ્યાણું આ પ્રમાણે પૂછ્યું હતું: "કઇ ચીજ નીચે ચાલી જાય છે ત્યારે ભલી છે; કઇ ચીજ ઠંડી થાય છે ત્યારે ભલી છે અને કઇ ચીજ મરણ પામે છે ત્યારે ભલી છે."

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! પાણી નીચે ચાલી જાય તે ભલું છે; અને ઠંડો થયલો આતશ સારો છે અને તારા જેવો દુષ્ટ અને પાપી જુલમગાર મરણ પામે તે સારો છે. કારણ કે જો પાણી નીચે ચાલી ન જાય અને આતશ ઠંડો ન થાય તથા તારા જેવો દુષ્ટ અને પાપી જુલમગાર નહીં મરણ પામે તો આખી દુન્યા પાણી તથા આતશથી ભરાઇ જાય અને તારા જેવા દુષ્ટ અને પાપી જુલમગારો ઉભાઇ જાય અને ત્યારે દુન્યાનું રક્ષણ મુશકેલ થઇ પડે."

તેણે પુછેલો છવીસમો ભેદી સવાલ આ પ્રમાણે હતો: "પહાડ કરતાં વધુ ભારી શું છે? અને છરી કરતાં વધુ તિક્ષણ શું છે? તથા મધ કરતાં વધુ મીઠું શું છે? અને મેદાની પુછડી કરતા. વધારે ચરબદાર શું છે? અને ઉદાર માણસો કરતાં વધારે ઉદાર કોણ છે? તથા ઇનસાફી કરતાં વધારે ઇનસાફી કોણ છે?"

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! જુઠું અને નાફરમાની એક પહાડના કરતાં વધારે ભારી છે; અને માણસોની જીભો તિક્ષણ છરી કરતાં વધારે તિક્ષણ છે; તથા ભાગ્યશાળી બાળક તેનાં માબાપને મધ કરતાં વધારે મીઠું હોય છે; તથા સપન્દારમદની જમીન અને વરસાદ, મેંદાની પુછડી કરતાં વધારે ચરબદાર હોય છે; અને તીશતર[1]

1. એ ફરેસ્તાને ભાગ્યદેવી સાથે સરખાવ્યો છે.

ફ્રેશ્તો ઉદાર લોકો કરતાં વધારે ઉદાર હોય છે; તથા ઇનસાફી કરતાં વધુ ઇનસાફી ભલો વાયુ યઝદ છે જે કોઇપણ માણસની પક્ષ કરતો નથી અને લાંચ લેતો નથી તથા હાકમ અને ગુલામનો સર્વેનો એક સરખો ઇનસાફ કરે છે."

તેણે પુછેલો સત્તાવીસમો ભેદી સવાલ આ મુજબ હતો: "કયો પગ વધારે સારો અને વધુ ખુબસુરત છે? કારણ કે મેં જે ઘણા પગ દીઠા છે તેમાં તારી બેહેન અને મારી બાયડી હુપરશના પગ સર્વેથી ખુબસુરત અને સર્વેથી સરસ છે."

ગોસ્ત ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! પાણીનો પગ વધુ ખુબસુરત અને વધુ સારો છે અને તેની મિસાલ એ છે કે, જ્યાં પાણી પોતાનો પગ મેલે છે ત્યાં ભાજીપાલો ઉગે છે પણ જ્યાં હુપરશ પગ મેલે છે તે જગ્યા તો સુકી થઇ જાય છે."

જાદુગર અખ્તે પુછેલો અઠ્ઠાવીસમો ભેદી સવાલ આ પ્રમાણેનો હતો: "ઓરતોની મોટી મજાહ શામાં છે?"

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! ઓરતોની મોટી મજાહ તું ધારે છે તેમાં નહીં પણ હું જાણું છું તેમાં છે. તું એમ ધારે છે કે, ઓરતોની મોટી મજાહ તરેહવાર જાતના પોશાક અને શોભીતાં ફ્રનીચરમાં સમાયલી હોય છે; પરંતુ એમ નથી; ઓરતોની મોટી મજાહ પોતાનાં ભરથારોની સાથે હોવામાં સમાયલી હોય છે."

જાદુગર અખ્તે કહ્યું "તું જુઠું બોલે છે અને આ સવાલને માટે હું તને કાપી નાખીશ. હવે ચાલ મારી સાથે, હું તારી બેહેન અને મારી બાયડી હુપરશ આગળ જઇશ. તેણે એ કદી જુઠું કહ્યું નથી અને કેહેતી નથી માટે તેનું કેહેવું હું સ્વીકારીશ."

ગોશ્તે ફરયાનોએ એ વાત કબુલી અને ગોશ્તે ફરયાનોની સાથે અખ્ત જાદુગર હુપરશ આગળ ગયો, અને તેઓએ તેણીને કહ્યું કે, "બેસો અને આ સવાલનો ખરો જવાબ આપો" ગોશ્તે ફરયાનોએ તેણીને પુછ્યું કે, "ઓરતોની મોટી મજાહ તરેહવાર જાતના પોશાકોમાં અને શોભીતાં ફરનીચરમાં સમાયલી છે કે, પોતાનાં ભરથારોની સાથે હોવામાં તેઓ મોટી મજાહ ગણે છે."

પછી હુપરશ અંદેશામાં પડી; તે બોલી કે "જો ખરી વાત છે તે કહું છું તો આ દુષ્ટ અને પાપી જુલમગાર મને કાપી નાખવા વીના રેહેશે નહીં અને જો હું જુઠું બોલું છું તો તેથી તે મારા ભાઇને કાપી નાખશે અને તેથી હું પાપી થઇશ માટે ખરૂં બોલવુંજ સારૂં છે. જો હું જુઠું બોલું તો હું પોતે પાપી થાઉં અને તેથી તે માઝદયસની દિનનો નાશ કરશે, પણ હું ચાચું બોલીશ તે છતાં તે મને કાપી નાખશે તો હું વધુ અશો થઇશ." પછી તેણીએ પોતાનાં મોહોડાં ઉપર બુરખો નાખી કહ્યું કે, "ઓરતોની મોટી મજાહ તરેહવાર જાતના પોશાક અને શોભીતાં ફરનીચરમાં છે ખરી પણ જ્યારે તેઓ પોતાનાં ભરથારના સમાગમમાં હોતી નથી ત્યારે તેઓ દુખી અને બેચેન થાય છે અને પેલી મજાહ કાંઇ બિસાદ વગરની થઇ પડે છે. પણ જ્યારે તેઓ પોતાનાં ભરથારના સમાગમમાં આવે છે ત્યારે તેઓને વધુ મોટી મજાહ મળે છે."

પછી જાદુગર અખ્ત આ શબ્દો સાંભળી ગુસ્સે થયો અને હુપરશને એકદમ કાપી નાખી. હુપરશનું રવાંન એકદમ ગરોથમાન બેહેસ્તમાં ચાલી ગયું અને ત્યાં બોલવા લાગ્યું કે, 'હું ભલું છું, અત્યાર સુધી હું અશો હતું અને હવે હું વધુ અશો થયું છે; પણ તું જાદુગર અખ્ત બુરો છે; તું અત્યાર સુધી પાપી હતો અને હવે તું વધારે પાપી થયો છે."

જાદુગર અખ્તે પુછેલો ઓગણત્રીસમો સવાલ આ મુજબનો હતો: "તે શું છે કે જેને દશ પગ, ત્રણ માથાં, છ આંખ, છ કાંન, બે પુછડી,

બે હાથ, ત્રણ નાંક, ચાર શીંગડાં અને ત્રણ પીડ છે અને જેનાથી આખી દુન્યાને જીંદગી અને રક્ષણ મળે છે."

ગોસ્તે ફ્રાયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! ધર્મમાં એમ મશહુર છે કે, જ્યારે કુદરતની હાજત થાય તે વેળાએ કોઇનાં પણ ઉખ્યાણાંનો જવાબ આપવાનો રેવાજ નથી."

જાદુગર અખ્તે કહ્યું કે, "પડોશમાંની એક જગ્યાએ કુદરતી હાજત માટે જા અને જલદી પાછો ફરી આ સવાલનો જવાબ ખરો સમજાવ. કારણ કે જો તું જુઠું બોલશે અથવા કેહેશે કે, 'હું તે જાણતો નથી.' તો હું તને એકદમ કાપી નાખીશ."

ગોસ્તે ફ્રયાનો બાહાર ગયો અને એક પથ્થર ઉપર બેશી અંદેસો કરવા લાગ્યો કે, આ જવાબ ન આપીશ તો આ દુષ્ટ અને પાપી જુલમગાર મને મારવા વિના રેહેશે નહીં; આ ઉખ્યાણું એવું છે કે, સઘળા હૈયાત લોકો તેમજ ગુજરેલાં લોકો પાછાં જીવતાં થાય તો તેઓ પણ તેનો ખુલાસો કરવાને અશકત થાય.

પછી તે ગયબના સાહેબ દાદાર અહુરમઝદે નેર્યોસંગ ફ્રેસ્તાને ગોસ્તે ફ્રયાનો ઉપર સંદેશો આપી મોકલ્યો અને તેણે આવીને તેને કહ્યું કે, એ ઉખ્યાણાંનો જવાબ આ પ્રમાણે આપ "હલમાં જોડેલા બે બલદ અને તેનો હાંકનાર માણસ કે જેઓ ત્રણે જમીન ખેડે છે તથા ખેતી કરે છે." ગોસ્તે ફ્રયાનોએ આ શબ્દો સાંભળ્યા પણ કોઇ દેખાયું નહીં તેથી શકમંદ થયો અને વિચારવા લાગ્યો કે, જો તે લોકો અહેરેમન અને દેવો હોય અને તેમની ખાહેશ મને મારી નખાવવાની હોય તો પછી હું આ જવાબ આપું એટલે તે દુષ્ટ અને પાપી જુલમગાર મને કાપી નાખે.

પછી નેર્યોસંગ ફ્રેસ્તો ગોસ્તે ફ્રયાનોની નજદીક આવ્યો અને બોલ્યો કે, "ધાસ્તી ના કર! એ તો હું નેર્યોસંગ ફ્રેસ્તો છું, મને તારી

કણે મોકલવામાં આવ્યો છે અને તે સાહેબ દાદાર અહુરમઝદે કહ્યું છે કે, એ ઉખ્યાણાંનો જવાબ આપ. એ ઉખ્યાણાંનો જવાબ 'ખેતી કરનાર બે બળદોની જોડી અને એક માણસ છે' ગોશ્તે ફ્રયાનોએ આ શબ્દો સાંભળ્યા ત્યારે તે ઘણોજ હરખાઇ ગયો અને બોલ્યો કે, "અય દુષ્ટ અને પાપી જુલમગાર! તું પુછે છે તેનો જવાબ ખેતાને માટે હળ ચલાવનાર બલદોની જોડી અને એક માણસ છે."

જાદુગર અખ્તે જ્યારે આ શબ્દો સાંભળ્યા ત્યારે તે એકદમ ગભરાટમાં પડયો અને ત્રણ દિવસ અને રાત સુધી તેની સુદ્ધિ જતી રહી. ત્રણ દિવસ અને રાત પછી તે પાછો સુદ્ધિમાં આવ્યો અને તેણે ગોશ્તે ફ્રયાનોને કહ્યું કે "ઓ ગોશ્તે ફ્રયાનો! તુ તે દાદાર અહુરમઝદ ઉપર ભરૂસો રાખે છે અને તે તુરતજ તારી મદદે અને ટેકામાં બહાર પડે છે, જેથી તું આ ઉખ્યાણાઓમાં ફાવ્યો છે."

તેણે ત્રીસમું ઉખ્યાણું એ પુછ્યું કે: "કયો ઘોડો વધારે સારો છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! કુટુંબવાળો કાળો મરદ ઘોડો જેની ઘણી તારીફ થાય છે."

એકત્રીસમો સવાલ આ મુજબ પુછાયો હતો: "તે શું છે કે જે સુકકું છે પણ બળતું નથી? અને તે શું છે જે ભીણાસવાળું છે અને બળે છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે! ધુળ સુક્કી છે પણ બળતી નથી, અને ચરબી ભીનાશવાળી છે અને તે છતાં બળે છે."

જાદુગર અખ્તનો બત્રીસમો સવાલ આ પ્રમાણે હતો: "કયો રાજા ભલો છે?"

ગોશ્તે ફ્રયાનોએ કહયું કે, "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ તુ દોજખમાં પડજે! તે રાજા

વધારે સારો છે કે જે વધુ દયાળુ અને ડહાપણ તથા જ્ઞાનમાં ઉત્તમ છે અને પેદાયશનો શોકીન છે."

તેણે પુછેલું તેત્રીસમું ઉખ્યાણું આ મુજબ હતું: "ગોસ્તે ફ્રયાનો, તારે માટે કેટલી દોલત છે?"

ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે "ઓ દુષ્ટ અને પાપી જુલમગાર! જીવતાં જીવત તું કંગાલ્યતમાં રહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! મારે માટે ત્રણ પ્રકારની દોલત છે; એક જે હું ખાઉં છું તે, બીજી જે હું પેહેરૂં છું તે અને ત્રીજી ગરીબ અને લાયક લોકોને જે હું આપું છું તે."

---

## પ્રકરણ ૪ થું.

પછી ગોસ્તે ફ્રયાનોએ કહ્યું કે, "તેં મને પુછેલા તેત્રીસ સવાલોનો ખરો ખુલાસો મેં આપ્યો છે; હવે હું તને ત્રણ ઉખ્યાણાં પુછું છું; જો તેનો જવાબ તું ન આપશે તો હું તને તુરત મારી નાંખીશ." જાદુગર અખ્તે કહયું કે, "મન પુછ કે હું તેનો ખુલાસો કરૂં."

ગોસ્તે ફ્રયાનોએ પુછ્યું કે, "એક હાથ જમીનનાં બીજની કીંમત શું છે? એક બળદ હળ ખેડે તેની કીંમત શું છે? અને સગપણમાં લગન કરવાની ફરજ અને ભલાં કામની કીંમત શું છે?"

જાદુગર અખ્ત એનો ખુલાસો જાણતો ન હતો જેથી તેણે કહયું કે, કુદરતી હાજત થઇ છે અને તે વખતે રેવાજ પ્રમાણે હું ઉખ્યાણાંનો જવાબ આપતો નથી. ગોસ્તે ફ્રયાનોએ કહયું કે, "જા અને પડોશમાંની એકાદ જગ્યાએ બેસ અને કુદરતની હાજતથી પરવારી જલદી પાછો આવ અને આ ત્રણ ઉખ્યાણાંનો ખરો જવાબ આપ, પણ જો તું એમ કહેશે કે, તે તું જાણતો નથી તો હું તને તુરત કાપી નાખીશ."

જાદુગર અખ્ત જાદુઇ મારફતે દોજખમાં પડયો અને અહેરેમનને બુમ પાડી કહેવા લાગ્યો કે, "અય કમબખત! એક હાથ જમીનનાં બીજની કીંમત શું છે? એક બળદ હળ ખેડે તેની કીંમત શું છે? અને સગપણમાં લગ્ન કરવાની ફરજ અને ભલાં કામની કીંમત શું છે?"

બદબખત અહેરેમને જાદુગર અખ્તને બુમ પાડી કહ્યું કે, "તારા સવાલોનો જવાબ આપવાને હું શકિતવાન નથી, કારણ કે જો હું જવાબ બોલું તો મારાં સઘળાં પ્રાણીઓ દેવો અને દેવીઓ સાથે નાશ પામે અને મારાં પોતાનાં પ્રાણી કરતાં તારે માટે કાંઇ મને વધુ પ્યાર નથી. જો હું તું પુછે છે તે ઉખ્યાણાંઓનો જવાબ આપું તો મારા સઘળાં પ્રાણીઓ કમજોર થઇ જાય અને દાદાર અહુરમઝદની પેદાયશની વિરૂધ્ધ કાંઇ નહીં રહેવાથી તે જોરેમંદ થાય અને તેથી તુરતજ કયાંમત આવે અને નવી દુન્યા થાય. જા અને તારી ગરદન તેને આપ; એ કાંઇ મેં વિશ્વાસઘાત કર્યો નથી, તારો વખત આવી ચુકયો છે અને તેને અટકાવ[illegible] નહીં, તારી જગ્યા દોજખમાં છે અને સઘળા પાપીઓ કરતાં તારી સજા [illegible] સખત છે."

જાદુગર અખ્ત નિરાશ થઇ દોજખમાંથી પાછો આવ્યો અને તેને ગોશ્તે ફ્રયાનોની રૂબરૂ તેના નાશ માટે લાવવામાં આવ્યો. જાદુગરે તેને કહ્યું કે, "ગોશ્તે ફ્રયાનો! આ ઉખ્યાણાંમાં તું ફાવ્યો છે કારણ કે દાદાર અહુરમઝદ અને અમશાસપંદો તારી સાથે છે અને જે ચીજ તને ન આવડતી તે તેઓ તારા તરફથી કહેતા, પણ મેં અહેરેમન અને દેવો ઉપર ભરૂસો રાખ્યો અને તેમણે ત્રણ સવાલ પુછયા તેનો તેઓ મને જવાબ આપતા નથી."

એ પછી જાદુગર અખ્તને ગોશ્તે ફ્રયાનોએ તુરત કાપી નાખ્યો હતો.

સમાપ્ત.

# હાદોખ્ત નુશ્ક.

## પ્રકરણ ૧ લું.

### અશેમ વોહૂની બંદગીની મોટાઇ વિષે.

અશો સ્પીતમાન જરથુસ્ત્રે દાદાર અહુરમઝદને પુછ્યું: "ઓ ઘણાજ વૃદ્ધિ કરનાર, હાડમંદ દુન્યાના પેદા કરનાર અશો અહુરમઝદ! એવો કયો એક પુરો કલાંમ છે જેમા સઘળા ભલી ચીજો અને પવિત્ર મૂળમાંથી નિકળેલી સઘળી ચીજોની વખાણ છે?"

દાદાર અહુરમઝદે જવાબ વાળ્યો: "ઓ સ્પિતમ જરથુસ્ત્ર! તે બંદગી અશેમ વોહુની છે. જે કોઇ અશેમ વોહુનો કલાંમ પુરતાં યકીન અને ભક્તિભાવથી ભણે છે તે હું દાદાર અહુરમઝદની વખાણ કરે છે; તે શખ્સ પ્રાણીઓની વખાણ ગાય છે, તે શખ્સ પૃથ્વિની વખાણ ગાય છે; તે શખ્સ ગોસ્પંદોની વખાણ ગાય છે; તે શખ્સ ઝાડપાંનોની વખાણ ગાય છે; તે શખ્સ મજદની પેદા કરેલી સઘળી ચીજો, પવિત્ર મૂળમાંથી જન્મ પામેલા સઘળી જણસોને વખાણે છે કારણ કે સચ્ચાઇની બંદગી કરવાથી, તેમજ અહુન વઇર્ય ભણવાથી, ઓ જરથુસ્ત્ર! માસણનાં રવાનનું તથા દીનનું કૌવત અને ફત્તેહ વધે છે. કારણ કે અશેમ વોહુની તે એકલી બંદગીની કીંમત સો ગણી નિરાંતની ઉંઘ, ગોસ્પંદોના હજાર ઘણા ખોરાક, નાહાના ગોસ્પંદોના દશ હજાર ઘણા ખોરાક અને સઘળાં રવાનોના મિનોઇ જહાનમાં જઇ પોહોંચવા જેટલી છે."

"કયે વખતે ભણેલી અશેમ વોહુ બીજીવાર ભણેલી દશ અશેમ વોહુ કરતાં મોટાઇ ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે."

દાદાર અહુરમઝદે તેને જવાબ વાળ્યો કે, "ઓ અશો જરથુસ્ત્ર! માણસ ભોજન કરતી વખતે હર્વતાત (ખોર્દાદ) અને અમેરેતાત (અમર્દાદ) નાં માનમાં એક અષેમ વોહુ સારા વિચારથી, સારા સુખનોથી અને સારા કામોથી ભણે અને દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામોને તજી દે તો તે બંદગી બીજીવાર ભણેલી દશ અષેમ વોહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે."

"કયે વખતે ભણેલી અષેમ વોહુ બીજીવાર ભણેલી સો અષેમ વોહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે?"

દાદાર અહુરમઝદે તેને જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! માણસ નીચવેલો હોમનો રસ પીધા પછી સારા વિચારોથી, સારા સુખનોથી અને સારા કામોથી, તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજી દઇને એક અષેમ વોહુ ભણે તો તે બીજીવાર ભણેલી સો અષેમ વોહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે."

"કયે વખતે ભણેલી એક અષેમ વોહુ બીજીવાર ભણેલી હજાર અષેમ વોહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે?"

દાદાર અહુરમઝદે તેને જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! બિછાણાં ઉપર સુવા જતાં અને ઉંઘ આવવાની વખતે સારા વિચારોથી, સારા સુખનોથી અને સારા કામોથી તેમજ દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજીને માણસ એક અષેમ વોહુ ભણે તો તે બીજીવાર ભણેલી હજાર અષેમ વોહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે."

"કયે વખતે ભણેલી એક અષેમ વોહુ બીજીવાર ભણેલી દશ હજાર અષેમ વોહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે?"

દાદાર અહુરમઝદે તેને જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! ઉંઘમાંથી બીદાર થતાં અને જાગૃત થતાં સારા વિચારોથી, સારા સુખનોથી

અને સારા કામોથી તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજીને માણસ એક અષૅમ વૉહુ ભણે તે બીજીવાર ભણેલી દશ હજાર અષૅમ વૉહુ કરતાં મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢયાતી છે."

"કયે વખતે ભણેલી એક અષૅમ વૉહુ મોટાઇ, ભલાઇ અને ખુબ-સુરતીમાં આપણી આ દુન્યા "ખનિરથ" તથા તેના સઘળા રેહેવાસીઓ, તેમનાં ઢોરો અને રથો સાથેની બરાબર છે!"

દાદાર અહુરમઝદે તેને જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! માણસ પોતાની જીંદગીની છેલી ઘડીએ સારા વિચારોથી, સારા સુખનોથી અને સારાં કામોથી તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખને અને દુષ્ટ કામો તજી એક અષૅમ વૉહુ ભણે તે મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં આપણી આ દુન્યા 'ખનારથ' તથા તેના સઘળા રેહેવાસીઓ તેમનાં ઢોરો અને રથો સાથેની બરાબર છે."

"કયે વખતે ભણેલી એક અષૅમ વૉહુ મોટાઇ, ભલાઇ અને ખુબ-સુરતીમાં દુન્યામાં તથા આકાશમાં જે કાંઇ છે તે તેમજ આ જમીન અને પેલી રોશનીઓ અને અશોઇનાં તોખમની મજદના પેદા કરેલી તમામ જણસોની બરાબર છે!"

દાદાર અહુરમઝદે તેને જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! માણસ બુરા વિચારો, બુરા સુખનો અને બુરાં કામો તજી દઇને તોજેશ દાખલ એક અષૅમ વૉહુ ભણે તે મોટાઇમાં, ભલાઇમાં અને ખુબસુરતીમાં દુન્યા તથા આકાશમાની સર્વે જણસો તેમજ આ જમીન અને પેલી રોશનીઓ અને અશોઇનાં તોખમની મજદની પેદા કરેલી તમામ જણ-સોની બરાબર છે."

## પ્રકરણ ૨ જું.

### મરણ પછી અશો મરદના રવાંનનું શું થાય છે તે વિષે.

અશો સ્પેન્તમાન જરથુસ્ત્રે દાદાર અહુરમઝદને પુછ્યું કે, "હાડમંદ દુન્યના પેદા કરનાર ઓ અશો અને ઘણીજ વૃદ્ધિ કરનાર મિનો! જ્યારે એક અશો મરદ મરણ પામે છે ત્યારે પહેલી રાતે તેનું રવાંન કયાં રહે છે?"

ત્યારે દાદાર અહુરમઝદે જવાબ દીધો કે, "માથાં આગળ તે પોતાની બેઠક લે છે અને ઉશ્તવઇતિ ગાથા ભણતાં નીચે મુજબના આશિર્વાદના સખુનો બોલે છે. 'સુખી તે છે કે જેણે પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર દાદાર અહુરમઝદે આશિર્વાદ આપ્યો.' તેના રવાંનને તે જ્યારે દુન્યામાં હતો ત્યારે તેની આખી જીંદગીમાં જે સુખ તેણે મેળવ્યું હતું એટલું બધું સુખ એ એકજ રાતમાં તેને મળે છે."

"બીજી રાતે તેનું રવાંન કયાં રહે છે?"

ત્યારે દાદાર અહુરમઝદે જવાબ દીધો કે, "માથાં આગળ તે પોતાની બેઠક લે છે અને ઉશ્તવઇતિ ગાથા ભણતાં નીચે મુજબના આશિર્વાદના સખુનો બોલે છે. 'સુખી તે છે કે જેણે પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર દાદાર અહુરમઝદે આશિર્વાદ આપ્યો!' તેનાં રવાંનને તે જ્યારે દુન્યામાં હતો ત્યારે તેની આખી જીંદગીમાં જે સુખ તેણે મેળવ્યું હતું એટલું બધું સુખ એ એક રાતમાં તેને મળે છે."

"ત્રીજી રાતે વળી તેનું રવાંન કયાં રહે છે?"

ત્યારે દાદાર અહુરમઝદે જવાબ દીધો કે "માથાં આગળ તે પોતાની બેઠક કરે છે અને ઉશ્તવઇતિ ગાથા ભણતાં નીચે મુજબના આશિર્વાદના સખુનો બોલે છે: 'સુખી તે છે કે જેણે પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર દાદાર અહુરમઝદે આશિર્વાદ આપ્યો!' તેનાં રવાંનને તે જ્યારે

દુન્યામાં હતો ત્યારે તેની આખી જીંદગીમાં જે સુખ તેણે મેળવ્યું હતું એટલું બધું સુખ એ એક રાતમાં તેને મળે છે."

"ત્રીજી રાત પુરી થઇને બામદાદ થતી વેળાએ તે અશો મરદનું રવાંન મિઠા સુગંધના ઝાડોની ઘટા હેઠળ આવે છે અને ત્યાં તેને મિઠી સુગંધ મળે છે. તેને વધુ દક્ષિણ દિશાએથી પવન ફુંકાતો લાગે છે, અને તે પવન બીજા સઘળા પવનો કરતાં તેને વધુ મિઠો માલમ પડે છે. અને તે મિઠો પવન નાક વાટે દમમાં લઇને તે અશો મરદનું રવાંન વિચારે છે કે, આ પવન કયાંથી આવે છે; મેં કદી દમમાં નહીં લીધેલો એવો આ સુગંધી પવન કયાંથી ફુંકે છે? તે પવનની સાથે તેને પોતાનું અંતઃકરણ એક ખુબસુરત, પ્રકાશીત, સફેદ હાથવાળી, જોરાવર, સારાં ઘટમની, ઉંચા કદની, પુખ્ત ખિલેલી છાતીવાળી, સનોબરના ઝાડ જેવી સીધી, ઉમદા, પ્રકાશીત ચહેરાની, પંદર વરસની ઉમ્મરની અને દુન્યાનાં સર્વેથી ખુબસુરત પ્રાણીઓ કરતાં વધુ ખુબસુરત કન્યાના આકારે આવતું દિસે છે."

પછી તે અશો મરદનું રવાંન તેને પુછે છે કે, "મેં કદી દીઠેલી નહીં એવી જે અતી ખુબસુરત કન્યા તું કોણ છે?"

અને તેણી કે જે તેનું અંતઃકરણ હતી તે બોલે છે કે, "ઓ ભલા વિચારોના, ભલા સખુનોના, ભલાં કામોના અને ભલા ધર્મના જવાંન! હું તારૂં પોતાનું અંતઃકરણ છું જે મોટાઇ, ભલાઇ, ખુબસુરતી, મીઠા સુગંધ, ફતેહમંદ કૌવત અને ખુશી સાથનો તું મને દીસે છે તે માટે દરેક જણે તને ચાહયો છે, અને તેજ પ્રમાણે ભલા વિચારો, ભલા સખુનો, ભલાં કામો તથા ભલા દીનના ઓ જવાંન! જે મોટાઇ, ભલાઇ, ખુબસુરતી, મીઠા સુગંધ અને ખુશી સાથે હું તને દેખાઉં છું તે માટે તેં મને ચાહી છે. જયારે તું કોઇના (મુર્દા) બાળતાં અને મુર્તીપુંજાના કામ કરતાં, તથા જુલમાત ગુજારતાં અને ગરીબો સામે પોતાનાં બારણાં બંધ કરતાં જોતો ત્યારે તું ગાથા ભણતો અને ભલાં પાણીઓ તથા દાદાર અહુરમઝદન.

આતશની ક્રિયા કરતો તથા નજદીકથી તેમજ દૂરથી આવેલા અશો મરદને (આશીર્વાદ આપી) ખુશી કરતો. હું પ્યારવંતી હતી અને તેં મને વધુ પ્યારવંતી કરી હતી; હું શોહામણી હતી અને તેં મને વધુ શોહામણી કરી હતી; હું ચહાવા લાયક હતી; અને તેં મને વધુ ચહાવા લાયક કરી હતી; હું ઉંચી જગાએ (પંકતીએ) બેસનારી હતી અને તેં આ ભલા વિચાર, ભલા સખુન અને ભલાં કામથી વધુ સારી જગ્યાએ મને બેસ્તી કરી હતી."

"આ રીતે હું દાદાર અહુરમઝદની માણસો બંદગી કરે છે; હું કે જેની લાંબો વખત થયો બંદગી થતી તથા સલાહ લેવાતી આવી છે, એ પછી તે અશો મરદ આગળ વધીને પેહલું પગલું હુમત (બેહેસ્ત) માં મેળે છે; પછી તે આગળ વધીને બીજું પગલું હુખ્ત (બેહેસ્ત) માં મેળે છે; ત્યાંથી આગળ વધી ત્રીજું પગલું તે હવર્સ્ત (બેહેસ્ત) માં મેળે છે; અને ચોથી વાર તે અશો મરદ હંમેશગીની રોશનીવાળા ગરોથમાંનમાં જાય છે.

એ પછી તેની આગમચ ગુજરેલાં એક અશો મરદનું રવાંન તેને પુછે છે કે "ઓ તું અશો મરદ તું કેમ મરણ પામ્યો? હાડમંદ દુન્યામાંથી મિનોઈ દુન્યામાં, ફાંની દુન્યામાંથી અમર્ગ દુન્યામાં દોરો અને તરેહવાર મોજમજાહ સાથનાં ઘરબાર છોડીને તું અશો કેમ આવ્યો? તને કેટલું લાંબું સુખ મળશે?"

દાદાર અહુરમઝદ કહે છે કે, "તું પુછે છે તે એ રવાનને ના પુછે, કારણ કે તે શરીર અને રવાનને છુટાં થવાના ભયંકર, નાશકારક અને ધાસ્તીકારક રસ્તા ઉપરથી છેક હમણાંજ આવ્યું છે. ઝરેમય તેલ (અમૃત) નો ખોરાક તેને લાવી આપો; ભલા વિચારો, ભલા સુખનો અને ભલાં કામોવાળા જવાન મરદ માટે, તે મરણ પામવા પછી એ ખોરાક છે; ભલા વિચાર, ભલા સખુન અને ભલાં કામોવાળા, સારા તત્વની અને પોતાનાં ભરથારને તાબેદાર રહેલી ઓરત માટે તેણી મરણ પામવા પછી એ ખોરાક છે."

## પ્રકરણ ૩ જું.

### એક પાપી રવાંનની મરણ પછીની હાલત વિષે.

અશો સ્પેન્તમાન જરથુસ્ત્રે દાદાર અહુરમઝદને પુછ્યું કે, "હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો અને ઘણીજ વૃધ્ધી કરનાર મિનોઇ દાદાર અહુરમઝદ! જ્યારે એક પાપી માણસ મરણ પામે છે ત્યારે તેનું રવાંન તે (પેહેલી) રાતે કયાં રહે છે?"

ત્યારે દાદાર અહુરમઝદે જવાબ દીધો કે: "ઓ અશો જરથુસ્ત્ર! તે માથાંની નજદીક દોડતું ફરે છે અને 'કાંમ નેમેજાંમ ગાથા' ગણતાં બોલે છે કે, 'કઇ ભૂમિ તરફ હું જઇશ, કોણની આગળ અરજ ગુજારતો જાઉં?' પોતાની આખી જીંદગીમાં તે રવાંને જે સંકટ ભોગવ્યું હોય છે તે સઘળું, તે એક રાતમાં તેને ભોગવવું પડે છે.

"બીજી રાત્રે તેનું રવાંન કયાં રહે છે?"

ત્યારે દાદાર અહુરમઝદે જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! તે માથાંની નજદીક દોડતું ફરે છે અને 'કાંમ નેમેજાંમ ગાથા' ભણતાં બોલે છે કે, 'કઇ ભૂમિ તરફ હું જઇશ, કોણની આગળ અરજ કરતો જાઉં?' પોતાની આખી જીંદગીમાં તે રવાંને જે સંકટ ભોગવ્યું હોય છે તે સઘળું તે એક રાતમાં તેને ભોગવવું પડે છે."

"ત્રીજી રાતે તેનું રવાંન કયાં રહે છે?"

ત્યારે દાદાર અહુરમઝદે જવાબ દીધો કે, "ઓ અશો જરથુસ્ત્ર! તે માથાંની નજદીક દોડતું ફરે છે અને 'કાંમ નેમેજાંમ ગાથા' ભણતાં બોલે છે કે, 'કઇ ભૂમિ તરફ હું જઇશ, કોણની આગળ અરજ કરતો જાઉં?' પોતાની આખી જીંદગીમાં તે રવાંને જે સંકટ ભોગવ્યું હોય છે તે સઘળું તે એક રાતમાં તેને ભોગવવું પડે છે."

"ત્રીજી રાતની આખરે બામદાદ થતાં, ઓ અશો જરથુસ્ત્ર! તે પાપી મરદનું રવાંન આફતો અને ગંધોમાંથી પસાર થતું માલમ પડે છે; તેને લાગે છે કે, ઉત્તર દિશા તરફથી બીજા સઘળા પવનો કરતાં વધુ ગંધીલો પવન વાય છે; તે પવન નાક વાટે દમમાં લઇ તે પાપીનું રવાંન વિચાર કરે છે કે એ પવન ક્યાંથી આવે છે; એ પવન એટલો બધો ગંધીલો છે કે જેવો મેં આગળ કદી દીઠો ન હતો?"

"તે પાપી રવાંન આગળ વધતાં પેહેલું પગલું દુશ્મત (દોજખ) માં મેળે છે; ત્યાંથી આગળ વધતાં બીજું પગલું દુજુખ્ત (દોજખ) માં મેળે છે ત્રીજું પગલું તે દુજવશ્તર્ (દોજખ) માં મેળે છે અને ચોથે પગલે તે અગણીત અંધારાંનાં દોજખમાં દાખલ થાય છે."

"એ પછી તેની આગળ ગુજરેલાં એક પાપીનું રવાંન તેને પુછે છે કે 'ઓ પાપી મરદ તું કેમ મરણ પામ્યો? હાડમંદ દુન્યામાંથી મિનોઇ દુન્યામાં, ફાંની દુન્યામાંથી અમર્ગ દુન્યામાં દોરો અને તરેહવાર મોજ-મજાહ સાથનાં ઘરબાર છોડીને ઓ પાપી તું કેમ આવ્યો? તને કેટલો વખત સંકટ ખમવું!'"

ત્યારે જુઠો અંઘરેમઇન્યુ બુમ પાડે છે કે, "તું જે પુછે તે એ રવાનને ના પુછ કારણ કે શરીર અને રવાનને છુટાં થવાના ભયંકર, નાશકારક અને ધાસ્તીકારક રસ્તા ઉપરથી તે છેક હમણાંજ આવી લાગ્યું છે. તેને ખોરાક તરીકે ઝેર અને ઝેરી દુર્ગંધ લાવી આપો: દુષ્ટ વિચાર, દુષ્ટ સુખન અને દુષ્ટ કામો તથા દુષ્ટ મહજબનાં જવાંન માટે તેનાં મરણ પછી એજ ખોરાક છે; દુષ્ટ વિચાર, દુષ્ટ સુખન અને દુષ્ટ કામની, દુષ્ટ ધર્મની, ખરાબ તત્વની અને ભરથારને નાફરમાન ઓરત માટે તેણીનાં મરણ બાદ એજ ખોરાક છે."

# એકવીસ નુશ્ક.

જરથોસ્તી ધર્મમાં ધર્મને લગતી એકવીસ કેતાબો અથવા નુશ્કો હતા અને તે સ્પિતમાન જરથુસ્ત્ર દાદાર અહુરમઝદની દરગાહેથી લાવ્યા હતા, એવો સાધારણ રીતે સઘળા જરથોસ્તિઓમાં વિચાર છે પણ એ નુશ્કોનાં નામ તથા તેમાં જણાવેલી જુદી જુદી કિમતી બાબદોથી ઘણા ખરા જરથોસ્તીઓ નાવાકેફ છે, માટે એ કેતાબો વિષેનો નિચલો ટુંક હેવાલ તેમને માટે જાણવાજોગ થઇ શકશે. અલબતાં એ નુશ્કોનો મોટો ભાગ તો, ઇરાની શેહેનશાહાતનાં પડી ભાંગવા સાથ તારાજ થઇ ગયલો હોવાથી, આપણે તેનું અસલ લખાણ મેળવવાથી બેનસીબ છિયે, પણ કેટલીક પેહેલવી કેતાબો હાલ મોજુદ છે, તે ઉપરથી અને મુખ્ય કરી "દીની-વજર કર્દ" ઉપરથી તેનો નીચે પ્રમાણેનો હેવાલ મળી શકે છે:—

યથા અહુ વઇર્યોના જે એકવીસ શબ્દો છે, તેજ એ એકવીસ નુસ્કનાં નામ છે. એ નામો હેઠળ પ્રમાણે છે:—

**એકવીસ નુશ્કનાં નામ.** યથ, અહુ, વઇર્યો, અથા, રતુશ, અષાત્, ચીત્, હચા, વંઘહેઉશ્, દજદા, મનંઘહો, શકયઓથ્નનામ્, અંઘ-હેઉશ, મજદાઇ, ક્ષથ્રેમ્ચા, અહુરાઇ, આ, યિમ્, દ્રિગુબ્યો, દદત્, વાસ્તારેમ્, આ સઘળા ઝંદ નામો છે, અને એને મળતાં પેહેલવી નામો આ પ્રમાણે છે:—સુદ્કર, વર્ષ્ટ માન્સર, બકો, દામ્દાદ્, નાદર, પાજમ્, અથવા પાજી, રતોષ્ટાયીત, બરીશ, કશ્કીસ્રોબો, વિષ્ટાસ્પસાસ્તો, વષ્ટી અથવા દાદક્, ચિદ્રષ્ટો, સ્પેન્દ, બગાંયસ્તો નીકાદુમ, દુબસ્રુજદ અથવા દુબાસ્રુદ, હુસ્પારમ, સકાદુમ, વીક-દેવ-દાદ, હાદોખ્તો સ્તુદ્-યસ્તો.

**યથા અથવા સૂદકર.**

સૂદ્કર (ફાયદો કરનાર) નુસ્ક જેને રેવાયતમાં સ્તૂદગરને નામે ઓળખ્યો છે, તેમાં બાવીસ પ્રકરણ હતાં. એ મધે બંદગી કરવાની, નેકીની રાહે અમલ કરવાની, સારાં કામો કરવાની, ઇશ્વર ઉપર ચિત્ત રાખવાની, સગાંઓમાં સુલેહ વધારવાની બાબદો વિષે લખાણ કરેલું હતું.[1]

**અહુ અથવા વર્ષ્ટમાન્સર.**

આ નુસ્ક જે રેવાયતમાં વહિષ્ટ-માન્સ્રહને નામે ઓળખાયલો છે, તેમાં પણ બાવીસ પ્રકરણ હતાં, અને તેમાં મજદયસ્નિ ધર્મ ઉપર વિશ્વાસ રાખી તે ઉપર શા માટે ધ્યાન આપવું જોઇયે તે વિષે, ધર્મિ થવા વિષે, અશો જરથુસ્ત્રની દુવા તથા વખાણનો ઉપયોગ કરવા વિષે, તેમજ અશો જરથુસ્ત્રની આગમચ થઇ ગયલા સઘળા સારા બનાવો તથા અશો જરથુસ્ત્રની પછીથી નવી દુનિયા હસ્તીમાં આવે ત્યાં સુધીમાં બનનારા બનાવોનુ વર્ણન કરેલું હતું.

---

૧. દીનકર્દમાં જણાવવા મુજબ સંપૂર્ણ મજદયસની સાહિત્ય એ કેતાબમા સમાયલું હતું. દીનકર્દની આઠમી કેતાબમાં એના વિષે ટુંક ઇનતેખાબ આપી નવમી કેતાબમાં એ નુસ્કની દરેક પરગરદની વિગત સમાવી છે, જે ઉપરથી એ નુસ્કની સાતમી પરગરદમાં આવેલી નીચલી જાણવાજોગ વિગત મળે છે: 'સાતમી પરગરદ તા—વે—સો (અવસ્તા તા—વે—ઉર્વાંતા) જરથોસ્તી હજારાની ચાર મુદતોની ખાસીયત અશો જરથુસ્ત્રને દાદાર અહુરમઝદે બતાવવા વિષેની હતી. પહેલો સોનેરી જમાનો કે જેમાં દાદાર અહુરમઝદે અશો ઝરથુસ્ત્રને ધર્મ દેખાડયો હતો. બીજો રૂપેરી જમાનો કે જેમાં વિસ્તારપે અશો સ્પેન્તમાન ઝરથુસ્ત્રથી ધર્મ મેળવ્યો હતો. ત્રીજો પોલાદી જમાનો જેમાં અશોઇની સ્થાપન કરનાર મારસ્પન્દનો છોકરો આતરો–પાદ જનમ્યો હતો. ચોથો જમાનો લોખંડ સાથે ભેલાયલો છે જેમાં નાસ્તિકો અને બીજા લુચાઓની સત્તાનો ફેલાવો ઘણો છે તથા તે સાથે ધર્મની સત્તાનો નાશ છે, દરેક પ્રકારની ભલાઇ તથા નેકી નબળી થશે અને ઇરાંનને લગતા મુલકોમાંથી માન અને ડાહાપણ જતાં રેહેશે. એ મુદતમાં અશો લોકોને ઘણી વેદના ખમવી પડશે.'

**વહ્યેર્ષ્ટ અથવા બકો.**

આ નુશ્કને રેવાયતયાં બાધ્નાં નામથી ઓળખેલો છે, અને તેમાં એકવીસ પ્રકરણ હતાં. એ મધે માઝદયસ્ની ધર્મની સમજ તથા દાદાર અહુરમઝદે માણસ જાતને શિખવેલા વિચારોનું વર્ણન કરેલું હતું, તથા તે ઉપરાંત માન આપવા વિષે, ન્યાય કરવા વિષે, એક ન્યાયાધીશે પોતાની ફરજ બરાબર રીતે કેમ બજાવવી તે વિષે, અને ખોટા વિચારો દૂર કરી સારા વિચારો સંપાદન કરવા વિષે વીસ્તારેલું હતું.[1]

**અથા અથવા દમ્દ્રાદ.**

આ નુશ્ક દ્વાઝ્દહ-હુમારસ્તને નામે રેવાયતમાં ઓળખાયલો છે, અને એમાં બત્રીસ પ્રકરણ હતાં સ્વર્ગ અને સ્વર્ગમાં રહેનારાઓ, સારૂં અને માઠું, માનવજાતની હસ્તી, આકાશ અને ભૂમી, પાણીમાં ઉત્પન્ન થતી સઘળી જણસો, આતશ અને ભાજીપાલો, માણસો અને પશુઓ, સાંપો તથા પક્ષિઓ વગેરેની સમજ એ નુશ્કમાં આપી હતી, તથા તે ઉપરાંત મરણ પછી દરેક માણસે પોતાનાં કરતુકનો જવાબ આપવા વિષે, ચિન્વત પુલ આગળ થતા ઇનસાફ વિષે, સારી ચાલનાં માણસોને ઇનામ આપવા અને પાપીઓને સજા કરવા વિષેનું કેટલુંક વર્ણન કરેલું હતું.[2]

---

૧. દીનકર્દની નવમી કેતાબમાં આ નુશ્કનું જે વર્ણન આપ્યું છે તે મુજબ એ નુશ્કમાં ઘણાંજ નજદીકનાં સગાઓમાં લગન કરવાનાં સારાં કામની તાકીદ કરી છે.

૨. કામાહ બારાહની રેવાયેતમાં આ નુશ્કની વિગત નીચે મુજબ આપે છેઃ પાંચમાં નુશ્કનું નામ દ્વાઝદહ હોમારત છેજેનો અર્થ 'મદદ માટેની ચોપડી' એવો થાય છે. આ ચોપડામાં ૩૨ કરદા છે જે તે સર્વ શક્તિવાન અશો પેદા કરનારે શ્રેષ્ટ દુન્યા અને હલકી દુન્યાનાં પ્રાણીઓની યાદગારીમાં મોકલી આપ્યા છે અને તેમાં તેમનું પોતાનું તથા આકાશ પૃથ્વિ અને પ્રાણી, ભાજીપાલા તથા આતશ, માણસો અને પશુઓ, ચરતાં અને ઉડતાં જનાવરો માટે ઘણાજ પવિત્ર અને સર્વ શક્તિવાન દાદારે જણાવ્યું છે તથા તેમનાં ફાયદા અને ઉપયોગ માટે જે કાંઇ તેણે ઉત્પન્ન કર્યું છે તેનું વર્ણન કર્યું છે. એ બાદ તેમાં કયામત અને બેહેશ્ત વિષે અને કયામત વખતે ભલાં બુરાં કામો કરનારાઓનું વર્ણન છે.

**રતુશ અથવા નાદૂર.**

આ નુશ્કમાં પાંત્રીસ પ્રકરણો હતાં, અને તેમાં તારા અને ગૃહો, તેમની સારી માઠી અસર, ચાંદરાત વગેરે વિષે લખાણ કરેલું હતું. આ નુશ્કનો ફારસિ તથા અરબ્બી ભાષામાં તરજુમો કરેલો છે, અને તે ફારસિમાં "કપામજાન" અને અરબ્બી ભાષામાં "બુતાલ" ને નામે ઓળખાય છે.

**અષાત્ અથવા પાજક.**

પાજમનાં નામથી આ નુશ્ક રેવાયતમાં ઓળખાયો છે અને એમાં જુદાં જુદાં બાવીસ પ્રકરણો હતાં. પશુઓ તથા મેંઢાંઓને કેવી રીતે મારવાં, કઇ જાતનાં પશુઓને ખાવાં અને કઇ જાતનાંને નહીં ખાવાં અને મરણ પામવાની અણી ઉપર આવેલાં મેંઢાંને કેવી રીતે મારી નાખવું તે બાબદની એમાં સમજ આપેલી હતી. જેમ ધંબારની ક્રિયા પાછળ વધારે ખરચ કરવામાં આવે તેમ વધારે બદલો મળે તે વિષે, દસ્તુરો, મોબેદો, અને હેરબદો, તેમજ સારૂં કામ કરવાથી પાછળ ન હઠે એવા શખ્સોને કેટલી બક્ષેશ કરવી જોઇયે તે વિષે, જે કોઇ ધંબારની ક્રિયા કરી કોઇ ગુજરેલાંને નામનો સ્યાવ ઇજાવે, તે શખ્સનું મરતી વેળાએ તથા બેહેસ્તમાં શું થાય છે, તથા તે કેવાં ઇનામને પાત્ર થાય છે તે વિષે, પરેહજગાર ગુજરેલાં સગાંઓ માટે પોશાકનું દાન કરવા વિષે તથા તેમનાં માટે બંદગી કરવા વિષે તથા ફરવરદેગાનના મોટા પાંચ તથા ન્હાનાં, પાંચ મળી દસ દિવસો ઉપર સારાં કામો કરવાની ફરજ વિષે આ નુશ્કમાં બ્યાન કર્યું છે.[1]

---

૧. દીનકર્દમાં આ નુશ્ક બાબદ નીચલું વર્ણન મળે છે: પાઝિ અથવા પાઝગમાં ઋતુઓને લગતા તેહેવારો (ગહમ્બારો) ઉપર આતશ અને પ્રાણીની ક્રિયાઓનાં સંબંધમાં જનાવરોને દીનના કાયદા પ્રમાણે કેમ કાપવાં તેની વિગત આપી છે; વળી આ ગહમ્બારોની ક્રિયા કયારે, કયાં અને કેમ કરવી તે તેમજ તેનાં કાયદાઓ અને ક્રિયા કરનાર ધર્મગુરૂઓની ફરજો વર્ણવી છે. દિવસો, મહીનાઓ અને વરસો તથા ઉનાળા અને શિયાલાનાં આકાવા અને શિયાલાની આખેરનાં દસ દિવસો, જ્યારે ફરોહરો આ દુન્યાની ભેટ લે છે તે

આ નુસ્ક જેમાં પચાસ પ્રકરણો હતાં, તે રેવાયતમાં રતુશ્તાઇનાં નામથી ઓળખાય છે. નોકરી કેવી રીતે બજાવવી, પોતાનાં હાથ હેઠળનાઓને હુકમો કેમ આપવા, અને રાજાઓ, ધર્મના વડા ઉપાધ્યાઓ અને ન્યાયાધીશોને તાબે રેહેવા વિષે, શેહેરોનો બચાવ કરવા વિષે, પશુ પંખીઓને કેમ પકડવાં તે વિષે, દાદાર અહુરમઝદની પેદા કરેલી જણસો કઇ અને અહેરેમનની પેદા કરેલી કઇ તે વિષે તથા સઘળા સમુદ્રો, પાહાડો, અને જમીનો વગેરે વિષે એ કેતાબમાં વર્ણન કરેલું હતું.[1]

**ચીત્ અથવા રતોશ્તાઇટિ.**

---

બાબદ તથા તે વળાએ શું ક્રિયા કરવી તેની વિગત તેમાં છે. વૈદાને લગતો બાજીપાલે ક્યારે બેગો કરવો તે વિષે, આત્માને લગતાં તરેહવાર પાપોની તોજેશ કરવાની જરૂર અને એવી તોજેશ કરવાથી નિપજતા ફાયદા તથા તોજેશ નહીં કરવાથી નિપજતી ઇજા વિષે તેમાં જણાવ્યું છે. મિનોની તથા ગેતીની દુન્યાનાં તેત્રીસ મુખ્ય સરદારો વિષે, મોટાં ભલાં કામોના ચમત્કારો અને નારતીકપણાંનાં ભયંકર પાપ વિષે તેમાં દરશાવ્યું છે. એક ઓરત પોતાનાં ભરથારની મિલકત કેટલે દરજ્જે આપી દઇ શકે અને ભરથાર તે પાછું કાયદેસર રાતે ક્યારે વસુલ કરી શકે વગેરે તેમાં જણાવ્યું છે.

૧. દીનકર્દમાં કહે છે કે, રતુશ્તાઇની એ કીધા વિના નહીં ચાલે એવી ધર્મની ક્રિયાઓ, પવિત્રાઇ આપનાર એક ધર્મગુરૂની લાયકાત અને અતી ઉત્તમપણાંના કારણ, તથા હફ્તેકશ્વર જમીનના ધર્મગુરૂઓની નાલાયકાતને લાયકાત અને અતી ઉત્તમપણાંથી કેમ પીછાણવી, અમશાસ્પન્દોનું ભેગા થઇ દેખાવું, ફરેશતાઓની આરાધણાના કલામો અને તે કેમ વાપરવા, ક્રિયાઓમાં રોકાતા બંને મોબેદો (જોતી અને રાથ્વિ) એ ક્રિયા કરતાં કેવી રીતે બેસવું અને તેઓએ શું કામ કરવાં, ભલાં કામોની મોટાઇ અને તે રાજીખુશીથી કરવા, રાજીખુશી કેટલા પ્રકારની હોય છે અને હાડમંદ દુન્યાના વિચારો, શબ્દો અને કામો સાથે અહુરમઝદનું નજદીકપણું હોવા વિષેનો નીબંધ છે.

**હુચા અથવા બરીશ.**

આ નુસ્કમાં સાઠ પ્રકરણો હતાં, અને તેમાં રાજાઓએ રાજ કેમ ચલાવવું તથા ધર્મનાં ઉપાધ્યાઓએ ધર્મનાં ફરમાનો કેમ આપવાં તે વિષે તેમજ પૃથ્વિની સંભાળ લેવા અને દરેક નવાં શેહેરને આબાદ કરવા વિષે, તથા જુઠાં, પાપી અને બદ માણસોનું વર્ણન આપેલું હતું.[૧]

**વંધ્રહેઉશ્ અથવા કશ્ કીસ્ત્રોખો.**

એ નુશ્ક જે રેવાયતમાં કશોબનાં નામથી ઓળખાયો છે, તેનાં સાઠ બાબ હતા, અને તેમાં દાહપણ અને જ્ઞાન વિષે, છોકરાં પેદા થવાનાં કારણ વિષે, ડાહપણવાળા કેમ થવું, પવિત્રાઇ કેમ રાખવી, સાચું બોલવું, માણસોને ખરાબ રસ્તેથી સારે માર્ગે લાવવા વગેરે બાબદોનું વર્ણન કરેલું હતું.

---

૧. દીનકર્દમાં કહે છે કે, ચિદ્રસ્તો નુશ્ક માણસ જાતની તવારિખ વિષે છે; અહુરમઝદે પેહેલા શખ્સ ગયોમર્દને કેમ પેદા કર્યો, પેહેલું જોડું મશ્ય અને મશ્યોઇ કેમ ઉત્તપન્ન થયું અને આ "ખનિરથ" દુન્યા વસ્તીથી તદન ભરાઈ જવા પછી આસપાસની છ દુન્યામાં વસ્તી કેમ ગઇ અને તેણે આખી દુન્યાને કેમ ફળદ્રુપ કરી તે બીના તેમાં છે. હોશંગ, તખ્મો ઉરુપો (તેહેમુરસ્પ) અને યિમ (જમશિદ)નાં પેશ્દાદયન વંશ, હોશંગના ભાઈ અને આરબોના પિતા તાજના વંશવાલા દહાક (જુહાક)નું બુરૂં રાજ્ય, ફરેદુન જેણે "ખનિરથ" દુન્યાને પોતાના ત્રણ છોકરાઓ સેલમ, તુર અને અઇરિચ જેઓ આરબોના રાજા પાતસ્રોબોની દીકરીઓ સાથે પરણ્યા હતા તેમને વેહેંચી આપી, પછી અઇરિચના નબીરા માનુશ્ચિહર (મિનોચેર), તુરાનના હાકમ ફ્રાસ્યાવ (અફ્રાસ્યાબ)નું ઘાતકી રાજ્ય, પછી માનુશ્ચિહરના એક વંશજો આઊઝોબો તુમાસ્પ્યન, પછી કયકવાદ અને કેરશાસ્પોનાં ઘાતકી રાજ્ય વિષે તેમાં વિગત આપી છે. કાઇ-ઉશ (કૈકાઉશ), સિયાવક્ષના છોકરા કઇખુશ્રોબ વિષે, ઇરાન, તુરાન અને સલમાનના કઇ-લોહરાસ્પ અને કઇ-વિશ્તાસ્પ સુધીના વખતની પ્રખ્યાત જાતોને લગતી વારતાઓ સાથે વર્ણન કરયું છે. પેગમ્બર અશો ઝરથુશ્ત્ર વિષે અને ફરેદુનના રાજ્ય અમલથી તે અશો ઝરથુશ્ત્રને અહુરમઝદ સાથે મુલાકાત થઇ ત્યાં સુધીના જમાના અને બનાવોનું એમાં બયાન કરયું છે. માનુશ્ચિહર, નોદર અને બીજાઓનાં વંશોની વિગત એમાં છે. ભવિષ્યના બનાવો અને દુન્યાની કયામત વિષે; ધંધો કરવાનાં, ચિન્તા રાખવાના અને ઉદ્યોગ કરવાનાં જ્ઞાનનું ફળ, દુશમનને ઇજા નહીં આપવાની માણસ જાતની વાકેફી શરીરની જાળવણી કરવા, અને અશો ઝરથુશ્ત્રની આગમચ અને પછીના વખતમાં આત્માનો છુટકારો થવા વિષેની હકીકત એમાં સમાવી છે.

રેવાયતમાં આ નુસ્કને વિષ્ટાસ્પશાહ અથવા વિષ્ટાસ્પ કરી કહે છે,

**દજદા અથવા વિષ્ટાસ્પ-સાસ્તો.** અને તેમાં ગુસ્તાસ્પ પાદશાહનાં રાજ્યનો હેવાલ સમાવેલો હતો, તથા એવું જણાવેલું હતું કે, અશો સ્પિતમાન જરથુસ્ત્ર આપણો બુલંદ મજહબ દાદાર અહુરમઝદની દરગાહથી લાવ્યા હતા, અને રાજા વિસ્તાસ્પે (ગુસ્તાસ્પે) તે કબુલ રાખી દુનિયામાં ચાલુ કરાવ્યો હતો.

**મનંઘહો અથવા વષ્ટી.** આ નુસ્કના પેહેલાં ભાગમાં દાદાર અહુરમઝદનાં જુદા જુદા ખેતાબોની સમજ વિષે તેમજ ધર્મમાં જે સારાં કામો કરવાની આપણાં ઉપર ફરજ નાખેલી છે તેનો ખુલાસો કરેલો હતો. બીજા ભાગમાં ધર્મની સચ્ચાઇ વિષે તથા બદીથી પરેહેજ રેહેવા વિષેનું વર્ણન કરેલું હતું. ત્રીજા ભાગમાં કરજદાર માણસો વિષે તથા દોજખમાંથી સેવટનો છુટકો મેળવવાની વિધિની બાબદ સમાવેલી હતી. ચોથામાં પૃથ્વિ પેદા થવા વિષે, ખેતી કરવા વિષે, ખજુરી તથા મેવાનાં બીજાં ઝાડો ઉગાડવા વિષે, માણસો તથા ઢોરોનું મુખ્ય બળ શાનું છે તે વિષે, નેક રાહે ચાલનારાઓ તથા દસ્તુરો વગેરેને તાબે થવા વિષે જણાવેલું હતું. પાંચમાં ભાગમાં માણસોના જુદી જુદી પદવીઓ જણાવેલી હતી. પેહેલી પદવીમાં રાજાઓ, ન્યાયાધિશો અને ધર્મ ગુરૂઓ; બીજીમાં દેશની સંભાળ રાખી દુશ્મનો ઉપર હુમલો કરનારાઓને; ત્રીજીમાં વાસ્ત્રયોશાન અથવા ખેડુતોનો અને ચોથામાં જે વેપારીઓ ચાલાકીથી ધંધો કરી ખોટમાં આવતા નથી, પણ જેઓ પોતાની આવકનો દસમો ભાગ દસ્તુરને તથા રાજાને આપે છે, ગુંદણું મંડીયે બેસી પરવરદેગારની સ્તુતી કરે છે, અને જેઓ પોતાનાં સેવટનાં ઇનામ દાખલ બેહેસ્ત ગણે છે, તેઓને ગણેલાં હતાં. ઉપરાંત આ નુસ્કના ભાગોમાં બીજું શું હતું તે માલમ પડયું નથી.

સુત્રાવડને લગતી હકીકત જણાવવાને તથા માણુસ જાતનાં જન્મથી તેનાં મરણ સુધી ન્હાની મોટી પંક્તિ ઉપર તે શી રીતે આવે છે તેનો ખુલાસો કરવાને દાદાર અહુરમઝદે આ નુસ્ક માણુસજાત ઉપર મોકલ્યો હતો.

**શ્કયઓથનનામ અથવા ચિદ્રષ્ટો.**

એ મધે અશો સ્પિતમાન જરથુશ્ત્ર તેની માદર દોગ્દોને પેટે જનમ્યા પછીથી તે દશ વરસની ઉંમરના થયા ત્યાં સુધીનો તેનાં વિષેનો હેવાલ આપેલો છે. જે કોઇ દસ્તુર અથવા મોબેદ ખરાં અંતઃકરણથી આ નુસ્ક પઢે તે પોતાને માટેની અથવા બીજાઓને માટેની ચાહે તે ઉમેદમાં પાર પાડી શકતો હતો એમ જણાવેલું છે.[1]

**અંઘ્રહેઉશ અથવા સ્પેન્દ.**

દાદાર અહુરમઝદ કોણ અને કેવા દરજ્જાનો છે તે વિષે, જુદી જુદી વખત કયારે થાય છે અને દાદાર અહુરમઝદથી ફાયદા હાંસલ કરવા માટે તેની ગેહાંનો બંદગી કરવા વિષે અને દરેક અમશાસ્પંદ કેવા દેખાવનો છે તે વિષે એ મધે વર્ણવેલું છે.[2]

**મઝદાઇ અથવા બકાંયસ્તો.**

---

૧. દીનકર્દમાં જણાવે છે કે, સ્પન્દ નુસ્ક ઝરથુશ્ત્રના જનમ વિષે તથા તેની હૈયાતી, ફરોહર અને કીર્તિ વિષે, તે કેવી રીતે પેદા પડયો તે વિષે, બે મિનોઇ શકિતઓ–સારી શકિત તેનું રક્ષણ કરવા અને બુરી શકિત તેનો નાશ કરવા આવી અને તેમાં સારી શકિત ફતેહમંદ થઇ તે વિષે; ત્રીશ વરસની ઉંમરે તે અહુરમઝદની મુલાકાતે ગયો અને દશ વરસમાં તેણે સાત મુલાકાતો તેની સાથે કરી તે વિષે, એ પ્રસંગે અમશાસ્પન્દોને તેણે પૂછેલા સાત સવાલો વિષે, તેનામાં સર્વજ્ઞાની ડાહપણ દાખલ થવા વિષે તેનો બેહેસ્ત, દોજખ અને હમેસ્તગાંન દેખાડવામાં આવ્યાં તે વિષે, પાપ અને સવાબના કામોના લેવાતા હિસાબ, ભવિષ્યની જીંદગી, કયામત આવવા સુધી ધર્મનું દુન્યામાં શું થશે તે તથા તેના ત્રણ છોકરાઓ જેઓ છેલા ત્રણ પેગમ્બરો થશે તેમનાં જનમ વિષે તેમાં વર્ણન છે.

૨. દીનકર્દમાં કહે છે કે, બકાંયસ્તોમાં પ્રથમ સર્વેથી શ્રેષ્ટ મિનો દાદાર અહુરમઝદની બંદગી કરવા વિષે અને પછી મિનો અને ગેતી દુન્યાના દેખિતા અને અણદીઠ ફરેસ્તાઓની આરાધના વિષે કે જેમનાં નામ ઉપરથી દિવસોને નામ મળેલાં છે તથા જેઓ

**ક્ષશ્રેમચા અથવા નીકાદુમ.**

દોલત કેમ એકઠી કરવી તથા સંભાળવી, પૃથ્વિ ઉપર કઇ કઇ જાણુસો નિર્દોષ છે, દોજખમાંથી છુટકો કેમ મેળવવો તથા સારે માર્ગે કેમ ચાલવું, તથા માણુસનાં મગજ અને શરીરમાં શું છે તે વિષે એ નુસ્કમાં ખોલાસો કરેલો હતો.[1]

---

ઘણાજ કીર્તિમંદ, બળવંત, ફત્તેહમંદ અને ચમત્કારી છે; કયા ફરેશ્તાઓ પોતાનાં નામથી આરાધાય છે અને તેઓની કેવી પ્રકારની સેવા બજાવવી અને તેમને નમસ્કાર કરવી ઘટે છે; બંદગી કરનારાઓની લાયકાત અને તેમને મળતા બદલા વિષે તથા ઉદ્યોગ કરવા વિષે તેમાં વિગત આપી છે.

૧. દીનકર્દમાં જણાવે છે કે, નીકાદુમનો પેહેલો વિભાગ પતકાર—રદિસ્તાન (લવાદને લગતો કાયદો) લવાદો અને લવાદનામાં, ચાર જાતના શબ્દો અને છ જાતની નિશાનીઓથી થતાં સાટાં, ઓરતો અને બાળકો, પરદેશીઓ અને મોતની સજાને લાયકનાઓ વિષે સાંભળીને અથવા જોઇને ચુકાદો કરનારા બાર જાતના લવાદો બાબે છે. બીજો વિભાગ જદમિસ્તાંન (હુમલો કરવાને લગતો કાયદો) કોઇ ઉપર હુમલો કરી તેને ઇજા કરવી, લોહી કાહાડવું અને બેભાન કરવા વિષે, મરદ મરદ સાથે, ઓરત ઓરત સાથે અને બાળક બાળક સાથે મુક્કીઓથી મારા મારી કરે તે માટે તેમને શું સજા ઘટે તે વિષે, તેમજ ગુલાંમો અને બાળકોનું ખુન કરવા વિષે તેમાં જણાવ્યું છે. ત્રીજો વિભાગ રેષિસ્તાંન (જખમનો કાયદો) તરેહવાર જાતના જખમો અને તેમની ખાસિયતો વિષે છે. ચોથો વિભાગ હમેમાલિસ્તાંન (તોહોમતદારોને લગતો કાયદો) છે જેમાં જુઠું બોલવા અને નીંદા કરવા વગેરેનાં ખરાં ખોટાં તોહમતો વિષે, સુવાવડી ઓરતોની સંભાળ કરવા બાબદ, ધર્મગુરૂઓ અને તેમના સાગેર્દો સામેના તરેહવાર ગુનાહો અને તોજેશો, તોહોમતદારોને મદદ આપવા અને તેમના ગુનાહ છુપાવવા, પરદેશીઓને મારવા, ખુન કરવા અને વૈદાંને લગતાં ફરમાનો વિષેની વિગત આપી છે. પાંચમા વિભાગમાં પાપ અને ગુનાહને લગતી પરચુટણ બાબદો આવી છે.

**અહુરાઇ અથવા દુબાસ્રૂજદ.** આ નુસ્કમાં સગાં સગાંઓમાં લગન કેમ કરવાં તેનું વર્ણન આપેલું હતું.[1]

**આ અથવા હુસ્પારમ.** પાપીઓને શું સજા મળે છે, તથા માણસનાં નસીબ ઉપર સરદારી ભોગવતા તારા વગેરે આ નુસ્કમાં ખુલાસો કરેલો હતો.[2]

---

૧. દીનકર્દ તથા બીજી રેવાયેતોમાં આ નુસ્કનું જે વર્ણન છે તેમાં તો ખએતવદથ (સગપણમાં લગન કરવાં)ની બાબદ મળતી નથી. દીનકર્દમાં આ નુસ્કમાં નીચલી બાબદો આવેલી જણાવવામાં આવે છે; ચોરનું કામ અને તે પકડાયા પછી શું કરવું: જુદી જુદી જાતના ચોરો; ઠગાઇ વિદ્યા; ચોરેલો માલ ચોર કણે લઇ લેવો; ચોરી અને લુંટ વચે તફાવત વગેરે. દીકરાની તકસીરમાં બાપનો હિસ્સો: દિકરો અંજાણપણે ગુનાહ કરે તો તે માટે ઉંમરે પુગેલા છોકરાનાં અને જુદી રેહેતી ઓરતનાં પાપ વિષે બાપ તથા ભરથાર અપરાધી નથી; લડવાનાં હથ્યારો ઓરતો, બાળકો અને ઈરાંનીઓ નહીં એવા લોકોને આપવાનું પાપ; બે ભરથાર રાખનારી ઓરત વિષે: ન્યાયાધીશો અને તેમના ચુકાદા: ગોસ્પન્દોની જાળવણી વિષે: તેમની ચોકી કરનારા કુતરા વિષે, ગોસ્પન્દો પોતાનાં બચ્ચાં જણે તે વેળા તેમને મદદ કરવા અને તેમને ખોરાક નહીં આપવાથી તેઓ મરણ પામે તો તેના ગુનાહ વિષે; લડવૈયાઓના સર સામાન વિષે; લડાઇ શરૂ કરવા આગમચ દુશ્મન ઉપર કાસદ મોકલી કેહેવાડવું કે તેણે પાદશાહોના પાદશાહને આવી તાબે થવું તે વિષે, જે દિવસે લડાઇ કરવાની હોય તે કોઇને નહીં કેહેવા વિષે; લડાઇને દિવસે યજશ્ને કરાવવી અને પેહેલા તીર દાખલ દુશ્મન સામે અવસ્તા ભણેલી બર્સમ ફેંકવી તે વિષે, ગરમ પાણીનાં હમામખાનાંઓ, આતશ, લુગડાં, શિયાલાના સામાન, ઘાસ ચારા અને અનાજની કાપણી વગેરે બાબદો છે.

૨. દીનકર્દમાં કહે છે કે, હુસ્પારમના પેહેલા ત્રીસ બાબોમાંનો એક અએર્પતિસ્તાન યાને મોબેદોના અભ્યાસ, મોબેદો, સાગેર્દો અને તેમની પાંચ ખાસિયતોનું વર્ણન આપે છે. એક બાબ નીરંગિસ્તાનનો છે જેમાં જુદી જુદી જાતની ક્રિયાઓ, બે, ત્રણ અને ચાર વખત ભણવાના અવસ્તા, દિવસની પાંચ ગેહો અને તેમની ઘટતી ક્રિયાઓ, ગહમ્બારો, સુદરેહ કુસ્તી, બરસમ કાપવી, પાણીની આરાધના અશો ઝરથુસ્ત્ર, હવોવ અને વિસ્તાસ્પનાં કુટુંબો વગેરેની બાબદ છે. એક બાબ ગોહરીકીસ્તાન નામે છે જેમાં ઉમરાવ વર્ગ વિષે, ખરીદવા અને વેચવા વિષે, તથા પરદેશીઓ સાથે કામ કેમ પાડવું તે વિષે વર્ણન છે. બીજા વિભાગોમાં કોઇની મીલકત ખાઇ જવા, તાબેદાર અને નાફરમાન ઓરતો, પરદેશી

હુકમ કરવા વિષે, દરેક બાબદમાં ડહાપણ વાપરવા વિષે સારાં

**યિમ અથવા સકાદૂમ.** માણસો પાછાં જીવતાં થવા વિષે, અને અહેરેમનની તથા દેવોની પેદાયશનો નાશ થવા વિષેનું બ્યાન એમાં કરેલું હતું.[1]

**દ્રેગુબ્યો અથવા વીકદેવદાદ.** આ નુસ્ક જે સાધારણ રીતે આપણામાં વંદીદાદને નામે ઓળખાય છે તેજ માત્ર હાલ સંપૂર્ણ રહ્યો છે, અને એમાં ખરાબીથી માણસોનો કેમ બચાવ થઇ શકે છે તથા નસાથી તેને કેમ પવિત્ર કરી શકાય છે તેનુ વર્ણન કરેલું છે.

---

ઓરતો, નર અને નારી બાળકોના ફાયદા વિષે, ગોરપન્દોને ઉછેરવા, અનાજની ખેતી કરવા, જુદી જુદી જાતના ગુનાહો વગેરે વિષે, ઘેલા કુતરાઓ અને તેઓથી થતાં નુકસાન, દોલત ભેગી કરવાનાં સાધન, છોકરા છોકરીઓને પરણાવવા, સખાવત કરવાની ભલાઇ અને બગાડ કરવાની બુરાઇ, પાંચ સારાં કામો અને પાંચ નઠારાં કામો, ગેરકાયદે ઝાડો કાપવા અને ગુજરેલાંઓને દાટવાનાં પાપ વિષે, બાળકોને જણવા અને તેમની માવજત કરવા વિષે, મીલકતની માલેકીના વાંધા, દતપુત્ર કરવા વિષે તથા વૈદકશાસ્ત્ર અને નજુમ વિદ્યા વિષે વર્ણન છે.

૧. દીનકર્દમાં આ નુસ્ક વિષે કહે છે કે, તેનાં પેહેલા ત્રીસ બાબમાંનો એક કાયદાને જાણવાની અને તેને તાબે થવાની જરૂરયાત, તુરતનાં જનમેલાં બાળકો અને તેમની ઘટતી માવજત, આતશ અને તિક્ષણ હથ્યારોની સંભાળ, ઘોડદોડની સરતો, ખારાં મીઠાં, ગરમ અને થંડાં, વેહેતાં તથા સ્થીર પાણીના ઉપયોગ વિષે છે. એક બાબ હચીદકાનીસ્તાન નામનો છે જેમાં ખીજવાત ઉપજાવનારા શબ્દો અને જીવદાર પ્રાણીઓ અને ઝાડો તરફ ગેરવર્તણુક ચલાવવા, જુદી જુદી નીચાઇઓ અને જગાઓએથી દાટેલો ખજાનો શોધવા વગેરેનો બાબદ છે. એક બાબ ઝીયાનકીસ્તાન નામનો છે જેમાં જીવદાર અને નહીં જીવદાર જણસોનાં નુકસાનની વિગત છે. છેલા બાવીસ બાબમાં એક વક્ષિસ્તાંન છે જેમાં ગોરપન્દો વધારવા તથા કરજ કરવા, અનાજ ઉગાડવા વગેરેની બાબદ છે. એક બાબ વરિસ્તાંન નામે છે જેમાં જાદુને ગરમી તથા થંડી મારફતે પકડી કહાડવાની રીત વર્ણવી છે. એક બાબમાં યદદ મેળવી તેનો બદલો વાળવા, ગેરવાજબી અને ડાહ્યા ન્યાયાધીશ, માતાએ અને ભાઇએ પરણાવેલી કન્યાઓ, નાફરમાન છોકરા વગેરે વિષે છે.

ભલાઇ તથા આભાર કરવાની કિમતી નસીહત એમાં કરેલી હતી.

**દદત્ અથવા હાદોખ્તો.** જે કોઇ એ નુશ્ક પઢે તે અહેરેમનને પોતાની આગળથી દૂર કરી પોતે અહુરમઝદની નજદીક જઇ શકે છે.

એ મધે દાદાર અહુરમઝદ તથા અમશાસ્પંદોની તારીફ કરેલી છે.

**વાસ્તારેમ્ અથવા સ્તૂદ-યશતો.** અમશાસ્પંદોની મદદ મેળવવાને જે ઘણી ઇચ્છા રાખતો હોય તેણે આ નુશ્ક ભણવાની અગત્ય જણાવેલી છે.

સમાપ્ત.

# ફરામરજ નામૂં.

## દફતર પહેલું તથા બીજું એકજ વાલમમાં.

**આ નામું અસલ બે દફતરોમાં છપાયું હતું તે બંને દફતરો સાથે કરી એક મોટું પુસ્તક ચાલુ વખતની અસલી લંબાણ સહરાગાત સાથે સફાઇદાર આકારમાં અને સવળ પકતી ઢપમાં ત્રીજીવાર છાપ્યું છે.**

આપણા કયાની પેહેલવાન નામદાર ફરામરજનું નામું જે એ ફત્તેહમંદ જાબુલી પેહેલવાને શ્રી હીંદુસ્તાન તથા તે જમાનાની તમામ જેહાન જીતી લઇ પોતાને તાબે કીધી હતી તે જંગ અને ફત્તેહના હેવાલની કેતાબ છે. પારસી ટોળાને મગરૂરી અને મોહોબતથી વાંચવા લાયક છે. એ કેતાબમાં અસલી વખતના જોર અને હીંમત, મુસાફરી અને સફરની બેહદ સીફત આપી છે. પાદશાહો કેવી રીતે પોતાના મુલકો મરતાં તલગ આપઅખત્યાર રાખવાની મોતેબર ઉલટ ધરાવતા હતા તેમજ મરતાં તલગ પોતાના હક અને રાજથી રેસ પણ ઓછા હકદાર થતા હતા નહીં, તે હેવાલો પણ અચ્છી તરબીયતથી બ્યાન થયલા દીસે છે. પરીઓના પાદશાહ, અને પરીજાદો અને હકતેખાનો જેને આગલા જમાનાના ઉગ-મણના શાયરો જાબજા પોતાની બેતો અને લખાણમાં હસ્તી આપી ગયા છે તેના પણ આજના જમાનાના આદમીઓને હેરત કરે એવી રીતે હેવાલો આપ્યા છે. જીહાંગાર અજદાહના જંગ અને જબરી બળાઓ પણ એ નામામાં અકકલને તાજુબ કરે એ રીતે બ્યાન થઇ પેહેલવાન ફરામરજની મરદાનગી અને બહાદુરીની બેશુમાર વખાણ કરાવે છે. સીહાદેવ—તે નામીચા શાહનામાના અથગ જબરા સફેદ દેવના બેટા—ની જંગ અને ગરદનફરાજ ફરામરજે તે જબરા દેવને કેમ જેર કીધો તથા જુલમગાર જોહાકનો ખજાનો હાથ કીધો એ વાંચતાં કયાની લોહી જુદોજ દબદબો પકડે એવો જોશ પેદા થાય છે. જાબજા દેવો અને પરીઓ અને નવી તરેહની કહાણીઓમાં જણાયલા આદમીઓના ટોળાના મુલકો અને ખાસ્યતોથી આ કેતાબ પારસી ફીરકામાં જળવાઇ માન પામવા લાયક થઇ પડી છે, તે દરેક પારસી સાહેબોએ જીગરના શોખથી ખરીદ કરી પોતાનું કેતાબખાનું ભાગ્યશાળી કરવા લાયક છે. આ નામું અમોએ આગળ છપાયલા ઉપરથી બેસુમાર ફેરફાર અને સુધારા તથા ઘણીક નવી બીનાઓ સાથે પ્રસિદ્ધ કીધું છે.

☞ નવી બીજી આવૃતિ બાહેર પડી છે.

# રૂસ્તમ નામું.

## જેહાં પેહલવાન રૂસ્તમનાં પરાક્રમોનો રસીલો હેવાલ શાહનામાંને આધારે

રચનાર—શમ્શ-ઉલ-ઑલમા ડૉ. જીવનજી જ. મોદી, બી. એ.

શાહનામાંનાં સર્વ દાસ્તાનોમાં રૂસ્તમ પેહલવાનનો વિભાગ ઘણી અગત્યની જગ્યા લે છે. આગળી ઇરાની જાહોજલાલીમાં જેહાં પેહલવાને જે તારીફલાયક ભાગ ભજવ્યો છે તેનું તવારીખી સહાદત સાથનું આ "**રૂસ્તમ નામું**" આગળી ઇરાની પાક દયાનત, પર્માર્થ અને સખા તબેહની ગવાહી આપશે જરથોસ્તીઓમાં જ્યારે પોતાનાં માદરવતન ઇરાન તરફ હાલ વધુ ધ્યાન ખેંચાતું જાય છે, તેવે વખતે પોતાનાં અસલ બાપદાદાઓની જાહોજલાલીનો ચિતાર આપતું આ પુસ્તક દરેક જરથોસ્તી વાંચી પોતાનાં પૂર્વજો માટે ઘણું નવું જાણશે અને જુવાનો માટે તેઓની Character ખીલવવા માટે સાંધનરૂપ થઇ પડશે. શરૂઆતમાં લગભગ ૩૪ સફાની પ્રસ્તાવનામાં એના વિદ્વાન લેખક ઘણુંક અજવાળું નાખે છે. સામટી રીતે લેતાં આ પુસ્તક દરેક જરથોસ્તી બાનુ તેમજ ગ્રહસ્થ અને ખાસ કરી જવાન વર્ગના હાથમાં જરૂર મુકવા જેવું છે.

**કીંમત રૂપ્યા બે.**

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,
વેરા બજાર, કોટ, મુંબઇ.

# પારસી વિષયો.

લખનાર—સો. મ. દેસાઈ.

આ અગત્યનાં પુસ્તકમાં પાંચ વિષયો આપ્યા છે.

**૧. પારસી નામો**—અસલ ઇરાની નામો કેવાં હતાં, કેવાં છે, અને એ નામો કેમ પડયાં, તે તેમજ પુરૂષો અને સ્ત્રીઓનાં નામોનો સંપુર્ણ કોષ આપેલો છે, જેથી નવાં જન્મનારાં પારસી બાળકોના, કાનને સુંદર લાગે એવાં નવાં નામ પાડવાનું પારસી ઘરોમાં સગવડભર્યું થઇ પડશે.

**૨. પારસી અટકો**—હાલની અટકોની ઉત્પતિ શા ઉપરથી થઇ છે, અને પારસી કુટુંબની તવારીખ અટકો ઉપરથી કેમ સમજી શકાય તેનું બ્યાન. વળી એક ઉપયોગી અટક-કોષ.

**૩. પારસી લગ્ન**—લગ્નની હાલની ક્રિયા થાય છે તેનો ભેદ તથા લગ્નની મોતેબરી કેટલી છે, અને લગ્ન સંબંધી જુના અને હાલના રીવાજો કેવા છે, તેનો જુનો ઇતિહાસ દાખલા દલીલથી આપેલો છે.

**૪. પારસી પાલક**—પારસીઓમાં પાલક કરવાનો રીવાજ છે તેની ખુબી તથા ઉત્પતિ, અને હેતુની જુની હકીકતો વિષે રમુજી બ્યાન.

**૫. પારસી લેખો**—પારસીઓએ જ્યારે ગુજરાતીને પોતાની ભાષા કરી છે, તેથી ભાષાનો સામાન્ય રસ તથા ભાષાની તરેહવાર ફારશીનો અને ઝમક, રસીલી હકીકતો સાથે સમજાવી છે.

આ ઉપયોગી પુસ્તક વાંચવાથી ગમત સાથે જ્ઞાન મળ્યા વિના રહેશે નહીં.